સ્વર્ગસ્થ ડૉ. હરિલાલ ધ્રુવ વિરચિત

# શ્રી પ્રહ્લાદ

## નાટક: ત્રણ અંકમાં


સમ્પાદક:

સુમનસ્ હરિલાલ ધ્રુવ



જ્ઞાનવર્ધક પુસ્તકમાળા માટે

પ્રકાશક:

જીવણલાલ અમરશી મહેતા

૧૯૭૧

અમદાવાદ.

કીંમત દસ આના.

અમદાવાદ ખાડીઆ જેઠાભાઈની પોળમાં પ્રજાબન્ધુ પ્રી
વર્ક્સમાં ઠાકોરલાલ પરમોદરાય ઠાકોરે છાપ્યું અને જીવણ
અમરશી મહેતાએ અમદાવાદમાં પાનકોરને નાકે આવેલી.
વર્ધક ઓફીસમાં પ્રસિદ્ધ કર્યું.

આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦.

# પ્રસ્તાવના.

'કુન્જવિહાર' ના કર્ત્તા અને 'ચન્દ્ર' ના તન્ત્રી ઉપરાન્ત સાહિત્ય અને જન સેવાના પ્રવૃત્તિમય જીવનથી સ્વર્ગસ્થ ડો. હરિલાલ ધ્રુવનો પરિચય ગૂજરાતની સાહિત્ય રસિક પ્રજાને આજ નવીન નથી. તેમ્હના ઉત્સાહી સ્વભાવને લયીને તેમ્હણે તેમ્હની શક્તિનો અનેક રૂપે ઉપયોગ શરૂ કર્યો હતો પરન્તુ ચાલીશ વર્ષના ટુંકા આયુષ્યને લયીને બધી આશાઓ તૂટી પડી હતી. અન્ય કાર્યોની માફક નાટકો લખી આપણા સાહિત્યને [illegible] કરવાનો તેમ્હનો વિચાર હતો અને તેથી કરીને તેમ્હણે [illegible] દશ તેર નાટકો લખવાં શરૂ કર્યાં હતાં. અને નાટ્ય શાસ્ત્રના નિયમને અનુસરીને દરેક જાત નાટકનું રચવાની તેમ્હની અભિલાષા હતી. તેમાંથી અત્યાર સુધીમાં ગૂજરાતને માત્ર ત્રણ જ પરિચિત છે. એક 'વસન્ત વિલાસિકા', બીજું 'વિક્રમોદય અંક' અને ત્રીજું 'આર્યોત્કર્ષ વ્યાયોગ'. આ ઉપરાન્ત 'શ્રી પ્રલ્હાદ' નાટકને ત્રણ અંકમાં જમાનાને અનુસરી રંગભૂમિ ઉપર ભજવવા મૂળ 'વાંકાનેર નાટક કમ્પનિ' માટે લખ્યું હતું. આજકાલ કરતાં વીસ બાવીસ વર્ષના પ્રછન્ન વાસ પછી મ્હને આજે પ્રકાશમાં મૂકતાં આનન્દ થાય છે. આ ઉપરાન્ત ડૉ. ધ્રુવે શરૂ કરેલાં નાટકોનાં નામ નીચે પ્રમાણે છેઃ—

૧ વ્યથિત નૈષધ.

૨ દશાનન ધ્વંસ.

૩ જવનગઢનો સુવિશાખ પલ્હવ.

૪ સુવર્ણ મૃગ.
૫ સુભટ ભીમ.
૬ જયન્ત શૃંગાર.
૭ ભારતોદય તિલક.
૮ રાજ શોક.
૯ પીંગળા ભર્તૃહરિ.
૧૦ અવિદ્યાવતી દાહ.

આમાંના કેટલાંક છુટક છુટક કોઇક વખત કોઇ માસિકો દ્વારા છપાયાં છે અને કોકનો કાંઇક ભાગ વાંકાનેર કંપનીનાં જૂનાં નાટકોમાં પ્રસિદ્ધિ પામેલો છે. બાકી રહે— ભાગ કોક કાળે પ્રસિદ્ધિ પામશે એવી આશા છે.

ખાડીઆ જેઠાભાઇની પોળ–અમદાવાદ. ૧૯૭૧. } ધ્રુવ સુમનસ્.



વિદેહ

# ગૂજરાતી સાક્ષરો.

( સચિત્ર. )

કર્તાઃ **શ્રી સુમનસ્ હરિલાલ ધ્રુવ.**

આ પુસ્તક, સ્વર્ગવાસ પામેલા, ગરવી ગૂજરાતના અનેક સાહિત્યસ્તમ્ભો, સાહિત્ય સેવકો, કવિયો, સાક્ષરો અને લેખકોનાં ચિત્ર તથા ચરિતની ઘણી સારી રીતે પીછાન આપે છે. આ પુસ્તક સુંદર રેશમ જેવા સુંવાળા અને ચળકતા આર્ટ પેપર ઉપર, ઉત્તમ અને રંગ બેરંગી શાહીથી ચિત્તાકર્ષક રીતે છાપેલું છે. ગૂજરાતી ભાષામાં આ પુસ્તક વિના, એવું એકે પુસ્તક નથી, કે જે તમામ્ સાક્ષરોની એકી વખતે સાંસારિક અને સાહિત્ય વિષયક વર્ણના કરી શક્યું હોય. ગૂજરાતના પ્રતિષ્ઠિત વિદ્વાનોએ એક અવાજે ત્હેનું ગૌરવ સ્વીકાર્યું છે. મુમ્બાઇ ઈલાકાના તમામ્ પત્રોમાં ત્હેની તારીફ થઇ છે.

આ પુસ્તકમાં અન્ય કોઈપણ જગાયેથી અપ્રાપ્ય એવી તેમ્હની છબિયો સુન્દર હાફ્ટોન પ્રોસેસ્ વર્કમાં આપેલી છે. પારસી, મુસલમાન તેમજ હિન્દુ, તમામ સાહિત્યસેવકોની પીછાન્ આપી છે માટે દરેક ગૂજરાતના પુત્રને તેમજ ગૂજરાતી ભાષા બોલનાર તેમજ લાઇબ્રેરીઓ માટે અતિ ઉપયોગી પુસ્તક છે. તેની કિંમત માત્ર રૂ. ૧ાા દોઢ છે.

મળવાનું ઠેકાણુંઃ—

**એન. એમ. ત્રિપાઠીની કમ્પની, બુકસેલર્સ,**

કાલકાદેવી—પ્રિન્સેસ્ સ્ટ્રિટ, મુમ્બાઈ.

**જીવણલાલ અમરશી મહેતા, ઘીકાંટા, અમદાવાદ.**

ડૉ. ધ્રુવ વિરચિત કાવ્ય ગ્રન્થ

શ્રી યુરોપ યાત્રાની

# પ્રવાસ પુષ્પાન્જલિ

ફેધરવેટ્, ઍન્ટિક્ કાગળ ઉપર છપાવી કર્તાની છબિ, હસ્તાક્ષર

તથા ચિત્રો સહિત ચિત્તાકર્ષક રુપમાં પ્રસિદ્ધ થયો છે.

મૂલ્ય રૂ. ૧।।, ટપાલ ખર્ચ જૂદું.

મળવાનું ઠેકાણું:

**જીવણલાલ અમરશી મહેતા,**

ધીકાંટા, અમદાવાદ.

**એન. એમ. ત્રિપાઠીની કમ્પની,**

બુકસેલર્સ, પ્રિન્સેસ સ્ટ્રિટ, મુમ્બાઈ.

શ્રી

# પ્રલ્હાદ—નાટક.

## ( ત્ર્યંકી. )

---

## પ્રસ્તાવના.

પાત્ર—સુત્રધાર અને નટી. સ્થળ—રંગમંડપ.

### મંગળાચરણ.

પદ.

રાગ આરભી—એક તાલ. ચતુસ્ર જાતિ.

સદય હૃદયે ભગવાન, તું દીનનાથ ! સદય—હૃદય૦
નારદ, શારદા, વ્યાસ, વિરંચિ, શુકમુનિ કરે ગુણ ગાન !
તું દીનનાથ ! સદય—હૃદય૦
સનક, સનંદન આદિક, ભિષ્મક ધરે અંબરીષ સુધ્યાન !
તું દીનનાથ ! સદય—હૃદય૦
પુનિત પરાશરે, શૌનક, પુંડરીક, પડ્યો પ્રલ્હાદને પ્રમાણ !
તું દીનનાથ ! સદય—હૃદય૦
ભક્તનાં લાડ પુરાં કરે, હરિ કર ભરત—પુત્રોનું કલ્યાણ !
તું દીનનાથ ! સદય—હૃદય૦ ૪

સૂત્રધાર ( પ્રવેશ કરીને રંગ મંડપને પુષ્પથી વધાવતાં ),—બસ, બસ, બહુ થયું. લંબાણની જરૂર નથી. મંગળાચરણથી

જ આજે ભજવવાના નાટકનું અને તેના કર્ત્તા આદિનું સૂચન થઇ ગયું છે. (નેપથ્ય તરફ ફરીને) પ્રાણપ્રિયે, આમ આવો. આજે આપણે સ્વદેશપ્રેમી શ્રીયુત હર્ષદરાયના ચિરંજીવી હરિલાલ ધ્રુવનું પ્રલ્હાદ નાટક ભજવી બતાવવાનું છે. તેનું નેપથ્ય-વિધાન તો મેં અને મિત્ર મારિષે પૂર્ણ કીધું છે. પણ પ્રસંગોચિત કોઇ મધુર પદ્યથી આપણું શ્રોતામણ્ડળ પ્રસન્ન કરવાનું આપને માટે રહ્યું છે. તો સુંદરી ઘટિત કીજિયે.

**નટી,**—પ્રાણનાથ, જેવી આજ્ઞા.

૨

પદ.

વિષમ હેમંત ધુમંત, શિશિર—બંધુ, વિષમ હેમંત૦
શા શાપે અમ પાપે અવતરિયા એ, જેથી જગત આ ધ્રુજંત!
શિશિરબંધુ વિષમ૦ ૧
હુંફ મળે, કળ ન વળે, બળે હા! કમળ—હૃદયો શાં અનંત!
શિશિરબંધુ વિષમ૦ ૨
ગુણ ક્યાં, વિકાસ ક્યાં, હાસ વિકાસ ક્યાં, અમર કુસુમો ક્યાં
દિસંત! શિશિરબંધુ વિષમ૦ ૩
જ્યાં ત્યાં સંતાવું છુપાવું, હા! જડતા, તડ, ચીરા ફાટ, ફુટંત!
શિશિરબંધુ વિષમ૦ ૪
ભલે હો જય કે વિજય હો પરાશા એ નહિ અમ સુખવંત!
શિશિરબંધુ વિષમ૦ ૫

( નેપથ્યમાં. )

આઃ દુષ્ટ નટી, શું તું અમને પરાયા ગણે છે? અમે તને સુખવંત નથી? ઠીક છે—ઠીક છે ભરત બાલિકા! હું તારી બધી શુદ્ધ ઠેકાણે લાવું છું!

**સૂત્રધાર** ( સ-ભયોદ્વેગ ),—પ્રાણપ્રિયે, આ તો બહુ થઇ ગયું! વર્તમાન ઋતુ અને દેશકાળનું તેં પદ તો ઠીક ગાયું, અને તેની તે આર્યજનો ઉપર તાદૃશ છાપ પાડી. પણ તે દુષ્ટ હિરણ્યકશિપુ દાનવથી ન ખમાયું તેથી તે આમ ગાજી ઉઠે છે. ચાલ ચાલ પ્રેયસી આપણે તેના માર્ગમાંથી ખસી જઇયે.

**નટી** ( ધ્રુજતી ધ્રુજતી વ્યાકુળ દૃષ્ટિથી ),—હારે હા, વ્હાલા! જુઓ રડચો આ આવે છે!

૩

રાગ આશાગોડી.

અગ્નિ શી નેત્રે ઝરે છે, અરર! આ તે અગ્નિ શી૦
શું સૂર્ય બારે તપી વર્ષે કિરણો, ધૂમકેતુ કે ઉલ્કા ધ્રરે છે?
અરર! આ તે અગ્નિ૦ ૧
દાવાનળે આવા જળતા હશે હું! કલ્પાંતે વિજળી ખરે છે?
અરર! આ તે અગ્નિ૦ ૨
ગાત્રો પ્રચંડ શાં ભભુકી ઉઠચાં છે! ગર્જના હાય! ધર્ઘરે છે!!
અરર! આ તે અગ્નિ૦ ૩

( એમ કહી બંને પડતાં લથડતાં ધ્રુજતાં કંપતાં ચાલી જાય છે. )

**ઇતિ પ્રસ્તાવના સમાપ્ત.**

# અંક ૧ લો.

## પ્રવેશ ૧ લો.

(અતિ પ્રચંડ કોપાવેશથી હિરણ્યકશિપુ ઉઘાડું ખડ્ગ ફેરવતો પ્રવેશ કરે છે.)

**હિરણ્યકશિપુ** (દીર્ઘ ગર્જનાપૂર્વક ચરણનો આઘાત કરીને સ–વિતર્ક),—આઃ દુષ્ટ નટી, શું તું અમને પરાયા ગણે છે? અમે તને સુખવંત નથી? ઠીક છે, ઠીક છે. યાવટ ભરત–બાળિકા! હું તારી બધી શુદ્ધ બુદ્ધ ઠેકાણે લાવું છઉં!

૪

પદ.

ભરત બાળિકા ગણે શું નાદાન, પરાયા અમે શત્રુ તારા રે?
છતાં જન્મ્યા આ ભૂમિ આણે સ્થાન, પરાયા અમે શત્રુ તારા રે?
હતો મુલક બધો વેરાન, પરાયા અમે શત્રુ તારા રે?
કિધો સાહ એક તંત્ર, એક તાન, પરાયા અમે શત્રુ તારા રે?
દેવો દેવી દમતા તુંને બેભાન, પરાયા અમે શત્રુ તારા રે?
બ્રાહ્મણ લૂંટતા ધૂલતા સહુ સ્થાન, પરાયા અમે શત્રુ તારા રે?
કચડાતાં દબાતાં બૂમરાણ! પરાયા અમે શત્રુ તારા રે?
તેથી ભડાવી, તથાપિ પોકરાણ! પરાયા અમે શત્રુ તારા રે?
એહ ધર્મ, એહ યજ્ઞાદિમાં હાણ! પરાયા અમે શત્રુ તારા રે?
તે એ તોડું ફોડું—આ પાખંડ હાણ! પરાયા અમે શત્રુ તારા રે?

ના, ના. અમે તારા શત્રુ નથી. પણ ભરતબાળિકા અમે તારા કહેવરાવવામાં માન સમજીયે છઇયે છતાં તું અમને પરાયાજ ગણે છે તો અમે તને ભરત–જનની શા માટે કહિયે? પણ તેનું કાંઈ કારણ?

૫

**વસંતતિલકા.**

છોડ્યું તું–કારણ અમે રમણીય સ્વર્ગ,
શ્રી શેષશાયિ ભગવાન તણો સુ–વર્ગ?
ક્યાં ક્ષીરસાગરથિ વેષ્ટિત દૂર દ્વીપ?
ને ક્યાં અભાગિણિ ધરા અહ! આ સમીપ?

અહિં અવતાર પામી, અમે આ ભૂમિ–ખંડ સ્વાધીન કર્યો, અને અમારા વિજયપરાક્રમથી તેને અગ્રેસર કરવા ચાહ્યો તે શું આ માટે? (કંઇ વિશેષ સ્મરણ થઇ આવ્યું હોય તેથી ચરણથી અધિક આઘાત કરીને અને વધારે બળથી ગર્જના કરીને) હાં, હાં–હું સમજ્યો. પૂણ્ય ભૂમિના ગર્વવાળી આ ભરત–ભૂમી દેવપક્ષપાતી છે, તેથી તેનાં બાળકો મારી નિંદા કરે છે!!

વિદૂષક (એકદમ પ્રવેશ કરીને),–મહારાજ, મહારાજ, આ શું સત્યાનાશની પાટી વાળવા માંડી છે? આમ એકલ-એકલા જ તાંડવની કોઇ નવી ગતનો પ્રયોગ કરવા માંડયો છે, અને આ આપણા લાડુભટને તો તેમાં છેક્જ વિસરી ગયા કે? જુઓ મહારાજ આ તેની ચીજ પણ સાથે ગાતા જાઓ.

૬

પદ.

લટક મટક ચટક મટક નાચ નાચિયે જો—
ભભક ભભક ભેર પગને ઠમકે રાચિયે જો—
લટક મટક૦

નમિયે, જમિયે, દમિયે, ગમિયે, કંઇ રમિયે જાચિયે જો—
પટક પટક સટક સટક રમતે સાચિયે જો.
લટક મટક૦

ધુમિયે, ઝઝુમિયે, રમિ રૂમિયે કે ચુમિયે ચાખિયે જો—
ઝટક ઝટક, ટટક ટટક પટકિ પાંખિયે જો—
લટક મટક૦

**હિરણ્યકશિપુ** ( તે નહિ ગણકારતાં સક્રોધ ),—ચૂપ રે ચાવળા—મને તારા આવા ઢંગ બધી વખતે નથી ગમતા.

**વિદૂષક**,—હું મરકટની આ મસ્તી તે શાની ગમે ? એ તો પેલા ભૂંડકાકાએ હિરણ્યાક્ષ દાદાની ઉછામળી અને દડાબાજી કીધી તે ગમે—કારણ કે તેમણે તો ચોમુખાના નસકોરામાંથી ભુસકાવ્યું હતું ! !

**હિરણ્યકશિપુ** (સતિરસ્કાર કોપથી ),—આઃ બાલિકા, સૂતેલો જ્વાળામુખી તું જગાવવા હિંમત ધરે છે? બુઝાઇ ગયેલો દાવાનળ ફરી પ્રગટાવવા અહા બહાબટુ ! તું ડુંગરો ન્હવરાવવાનું અટકચાળું કરે છે ? અહો પ્રિય બાંધવા,

૭

ભભક ભભક ભભક લાલા હાય ધગધગે છે ( ૨ )
નસે નસે દવ સળગિ રહ્યો, હોળી રગ રગે છે ! !
ભભક ભભક૦

દેહ ભૂ કંપે શી કંપાય,
નિંદ્રાએ જંપ નહિ જરાય,
જ્વાળા શી રોમે રોમે ઝલાય, અધિકી ઝગઝગે છે !
ભભક ભભક૦ ૧

દાઝ એ કેઇ પેર હોલાય,
શી રીતે તારૂં વેર વળાય,
હૃદય કેમ શીતળ થાય, અંતરે ડગડગે છે !
ભભક ભભક૦ ૨

( વિદૂષક ભય પામી ગુપચુપ ખસી જાય છે. )

**હિરણ્યકશિપુ** ( વિકટ પરિક્રમણ કરતાં ક્રૂર સ્વરથી ),—લોહિતાક્ષ, લોહિતાક્ષ. ક્યાં મરી ગયા સઘળા પરિજન–વર્ગ ! કોણ છે દ્વારાંતિક ?

**લોહિતાક્ષ પ્રતિહાર** ( સભયકંપ પ્રવેશ કરીને ),—આજ્ઞા મહારાજ ?

**હિરણ્યકશિપુ**,—જાઓ એકદમ પ્રધાનજીને તથા કુલગુરૂ ભાર્ગવ શુક્રાચાર્યને તથા સેનાપતિને સત્વર બોલાવી લાવો.

( પ્રતિહાર જાય છે. )

**હિરણ્યકશિપુ** ( સ–ચિંત ),—કાં ? શો તંત્ર યોજવો ? શો નીતિપ્રયોગ કરવો ? આમ નિશ્ચળ બેસી રહેવામાં તો શત્રુઓ હસાવવાનું થાય છે.

૮

અરે ! હું તે કેમ ભૂલ્યું, હાય હાય બંધુ કેમ ભૂલ્યું,
મરણુ થયું નકાઈ તારૂં ! અરે !૦

મુષ્ટિ–યુદ્ધ સરશુદ્ધમાં, હતો ન તુજ સમ કોય,
ગદા–ઘાતમાં એક તું, બિજો બરોબરિ ન્હોય,
તથાપિ તન ઘવાયું તારૂં ! અરે ! ૦ ૧

દેવ હતે, દાનવ હતે, માનવ હતે કો શૂર,
મરણ થતે, રણ વિચરતે, ન થતે શોકાતુર.
સુવરે લોહી પીધું તારૂં ! અરે ! ૦ ૨

અરરર ! હાથ ચડયો નહીં તારો દારૂણ દેહ,
ના ના નહિ પામર પશુ પડયો હું–પંથે એહ !
નહિ તો કરતે ધાર્યું મારૂં ! અરે ! ૦ ૩

( એવામાં શુક્રાચાર્ય, પ્રધાન અને સેનાપતિ પ્રવેશ કરે છે. )

**પ્રતિહાર,**—કુળગુરૂ શુક્રાચાર્યજીકી આશિષવૃષ્ટિ મસ્તકપે અવધારિયે મહારાજાધિરાજ !

**હિરણ્યકશિપુ** (આસનથી ઉઠીને),—પધારિયે મહારાજ, આપે કૃપા કરી અમને પાવન કીધા.

**શુક્રાચાર્ય,**—અખંડ ભૂમંડલાધિકારી ત્રિભુવનવિજયી ભવ ! દૈત્યેન્દ્ર વત્સ હિરણ્ય !

**પ્રતિહાર,**—પ્રધાનજી ઔર સેનાપતિકી કુરનશ પર નિઘા કીજિયે મેહેરબાન સલામ !

**હિરણ્યકશિપુ,**—આવો પ્રધાનજી અને સેનાપતિજી પધારો, આમ આસન લો.

**બંને,**—શી આજ્ઞા રાજેન્દ્ર ?

**શુક્રાચાર્ય,**—વત્સ હિરણ્યરાજ, આજ કેમ આમ જણાવ છો ? તમારે શું દુઃખનું કારણ બન્યું છે ? સત્વર કહો કે તેનો ઉપાય યોજાય.

**હિરણ્યકશિપુ,**—પરમપૂજ્ય કુલગુરૂ ભાર્ગવ શિરોમણિ—

૯

ગીતિ.

સદા નિરંતર જાગૃત, દુર્ઘટ ઘટના પ્રપંચ ભરિ નીતિ,
રાજે છે અમ હિતમાં, તમારિ ત્યાં સંભવે શી પછિ ભીતિ ?

પરંતુ દેવપક્ષપાતી માયાવરાહે જ્યેષ્ઠ બંધુ મહારાજ હિરણ્યાક્ષનું કુત્સિત મરણ આણી જે અપમાન આપ્યું છે તે અદ્યાપિ હૃદયમાં સાલ્યા કરે છે.

૧૦

એ તે ઉંડું ભોંકાયું આ શલ્ય, વેદના નહિ ન્હાની સૂનીરે !
ખૂંચે ફૂડું એ કપટ પ્રાબલ્ય, વેદના નહિ ન્હાની સૂનીરે ! ૧
ભેદે મર્મ, છેદે એ પંચપ્રાણ, વેદના નહિ ન્હાની સૂનીરે !
બિજા ઘા ખમાય, નહીં જસહાણ, વેદના નહિ ન્હાની સૂનીરે ! ૨
દૈવી માયા શું કરી જાય હાથ ? વેદના નહિ ન્હાની સૂનીરે !
દાનવી પ્રપંચ આજ થાય મ્હાત ? વેદના નહિ ન્હાની સૂનીરે ! ૩
જુગે જુગનું શું ચ્હોટે આ કલંક ? વેદના નહિ ન્હાની સૂનીરે !
હસે છુપા રહિ શત્રુઓ નિઃશંક ! વેદના નહિ ન્હાની સૂનીરે ! ૪

એજ, એજ પરમ દુઃખ છે—ગુરુદેવ. પણ પ્રધાનજી જ્યેષ્ઠ બંધુના મરણ પછીના તમારા રાજ્યતંત્રમાં શત્રુઓનું બળ તોડવા તમે શી શી યોજનાઓ કીધી છે ?

**પ્રધાન,**—મહારાજ, રાજરાજેન્દ્ર, શત્રુઓનું બળ, દેવતાઓની સત્તા, અને આર્યોની શક્તિ ક્ષીણતાને પામે તેવા તમામ ઉપાયો યોજ્યા છે. જુઓ મહારાજાધિરાજ—

૧૧

તોડયાં ધર્મ કર્મ ધામ, તપોવનો તમામ
જોડયા પાપી પેગામ, સૌ પાખંડ ફેલાવી !
ઉજાડયા છે આચાર, સુજાડયા છે વિચાર,
નવા, જુના ના કુઠાર, નવી રીતિ રેલાવી.
વેદ ત્યાં ભેદ, ત્યાં છેદ, ત્યાં ખેદ
મહારાજ એ કેદ સૌ દીધા બનાવી !
જ્યાં યાગ ત્યાં કાગના રાગ, કે ફાગ
નિર્લજ્જ અથાગ, કંઇ તંત્રો રચાવી,
જે ઉત્કૃષ્ટ તે ભ્રષ્ટ, અસ્પષ્ટ,
ઉચ્છિષ્ટ ને દુષ્ટ વ્યવહારો વધાર્યા !
જે શુદ્ધ ને બુદ્ધ તે તેહ વિરૂદ્ધ
નિષિદ્ધ પ્રસિદ્ધ કંઇ નિયમો પ્રસાર્યા !
નહિ બ્રહ્મ એ બ્રહ્મ ન ક્ષત્ર એ ક્ષત્ર
ન આર્ય એ આર્ય ઉચ્છૃંખળ કીધા.
ન માને કો દેવ, ન પૂજ્યની સેવ
વધ્યો અહમેવ, સૌ રસ્તા એવા લીધા !

આ પ્રમાણે તજવીજ માંડી છે—અને તેનેજ બંધ બેસતી બીજી યોજનાઓ ચાલે છે.

**હિરણ્યકશિપુ** (સાનંદ),—સાબાશ પ્રધાનજી!! અને સેનાપતિ તમે? તમારા પ્રકરણમાં શી તાલમેલ લગાવી છે?

**સેનાપતિ,**—જેમ પ્રધાનજીની વ્યવસ્થા કળની બાબતની છે તેમ અમારી બળની છે દૈત્યરાજ રાજેન્દ્ર! સાંભળિયે મુલ્ક-માલીક!

૧૨

પ્રથમ પ્રજા અશસ્ત્ર કીધી, ચોખ્ખિ ચારે વાટ,
સેનામાં નહિ પ્રવેશ આપ્યો, કીધો નિર્માલ્ય અઘાટ.
દાનવકુળનું અતુલિત બળ વધે બધે ફેલાય,
દળ સકળ અપરાજિત થાય તેવા યોજ્યા ઉપાય.
યુદ્ધની સામગ્રી સર્વ, સંઘરી, ભરી, જ્યાં ત્યાંહ
સેનાના માર્ગ સુધારી સમારી તૈયાર રખાવ્યા છે રાય.
કિલ્લાને, કોટને, ખાઇને, જંગલો ભુલ ભુલાવણી સાથ,
શસ્ત્રોને, સૈન્યેને, સાહિત્યે સજ્જ સૌ રાખ્યાં અભેદ્ય, અઘાત.

આમ સર્વ પ્રકારે બાહ્ય કોપ તો શું પણ કિંચિન્માત્ર અંતઃકોપનેએ અવકાશ રાખ્યો નથી. વળી આપણા ગુપ્ત દૂતો દેશની અંદરની તથા આજૂ બાજૂની બાતમી હુશિયારીથી રાખતા ગોઠવી મુકયા છે. અને પરપક્ષનાઓને પણ હજાર હજાર રસ્તે આપણા તરફ ફોડી તોડીને ગુલામ જેવા કરી મુકયા છે—સરકાર.

૧૨

**હિરણ્યકશિપુ,**—ધન્ય છે સેનાપતિજી, એમાં પછી શું કહેવું? પણ ગુરૂદેવ, આપને તો પ્રશ્ન કરવા હું યોગ્ય જ શાનો હઉં?

**શુક્રાચાર્ય,**—વત્સ હિરણ્ય દૈત્યેન્દ્ર! ચિંતા નહિ.

૧૩

**ઇંદ્રવજ્રા છંદ.**

વાચસ્પતી નીતિ ભલે ગુમાનિ રે'!
દેવોની દેખાય કંઈ નિશાનિ કે'?
જો આ ગુંથાયું કંઈ જાળમાં જગત
કોનાથી ક્યાંથી ન જણાય એ તડિત!

કુમાર—અરે મહારાજ—

**હિરણ્યકશિપુ,**—ફિકર નહિ, ગુરૂદેવ આપની આગળ તો હું હજૂ કુમારજ છઉં.

**શુક્રાચાર્ય,**—ઔશનસી ભાર્ગવી નીતિમાં તારૂં રાજ્યતંત્ર એવું ઓઢવાયું છે—અને તેની જાળની ગુંથણીમાં જગત એવું ધુંચાયું રહ્યું છે કે તારા શત્રુઓ જાણી શકવાના નથી કે તેમના ઉપર તડિત એટલે વિદ્યુત ક્યાંથી આવશે. અને હજૂ પણ તારામંડળમાં આ સમંતાત પ્રયોગો ચાલુજ છે. અને તારા જેવા રાજરાજેન્દ્ર અને આ પ્રધાન અને સેનાપતિ જેવા કાર્યધુરાવાહી આગળ કોઇજ ન્યૂનતા રહેવાની નહિ માટે નિશ્ચિંત રહો.

**હિરણ્યકશિપુ** (અસંતોષથી),—ગુરૂદેવ અને આર્યો, વર્તમાન અને સ્થિતિ સિદ્ધિને માટે તો ઠીક, પણ ભૂત અને

ભવિષ્યને માટે તો તેથી વિશેષની અપેક્ષા છે. મારા હૃદયાગ્નિનું સંધુક્ષણ જ્યાં સુધી મટ્યું નથી, અને તે ગર્વિષ્ટ દેવોના સ્થાનને મેં ભેદ્યું નથી, અને મહેન્દ્રનો ગર્વ તોડયો નથી, અને વીરબંધુને ઉચિત નિવાપાંજલિ આપી નથી ત્યાં સુધી હું બધું અપૂર્ણજ સમજું છઉં.

**પ્રધાન અને સેનાપતિ,**—વાસ્તવિક છે દૈત્ય રાજરાજેંદ્ર, યોગ્ય છે.

**શુક્રાચાર્ય,**—કુમાર, અરે મહારાજ,—વત્સ હિરણ્ય ! ધન્ય છે, તમે તમારૂં કુલોચિત ગૌરવ દર્શાવ્યું—એમજ અખંડ રહો અને વિજયી થાવ.

૧૪

**તોટક છંદ.**

નહિ સિંહ સદૈવ સુવે ન રૂવે
સ્વયમેવ ભલે વન આપ રહે !
શુણિ ગર્જન ઘોર ઘનોનું ખિજે
તળપી તડુકે ધડુકે ન ધ્રુજે !!

**હિરણ્યકશિપુ** ( સોત્કંઠ ),—ત્યારે કહો શું કરવું ?

( સર્વ વિચારગ્રસ્ત બેસે છે. )

## પ્રવેશ ૨ જો.

( આકાશ માર્ગેથી નારદમુનિ વીણાગાન કરતા પ્રવેશ કરે છે. )

૧૫

નારાયણ, નારાયણ, નારાયણ, ભજ મન, નારાયણ, નારાયણ,
નારાયણ.

એહી ભજનથી અગણિત તરિયા,
કરતા એ નામનું પારાયણ, ભજ મન નારાયણ૦ ૧
મોહસિંધુ મહા દુસ્તર, દુર્ગમ
પામર પામે ક્યમ તરણ ગમન, ભજ મન નારાયણ૦ ૨
પાપી તર્યાં, જન શાપી તર્યાં છે,
અધમઉદ્ધારણ ખરૂં એ રટણ, ભજ મન નારાયણ૦ ૩
કરૂણા સઘન વન હરિ હરિ પાવન,
કવણ શરણ કરે નાંહિ એ ગ્રહણ? ભજ મન નારાયણ૦ ૪

**નારદ મુનિ** ( ઉપર જતા ભજનની એક તાનમાં, સહજ વિરામ લેઇને),—શું ભગવાનનું કરૂણામય હૃદય છે? સનકાદિક મુનિના શાપથી પતિત થયેલા પોતાના દ્વારપાળ જયવિજયના ભૂલોકમાં અવતાર થયા પછી તેમનું શું થયું તેને માટે તે ચિંતાતુર રહે છે? અને મને શ્રી વિષ્ણુ ભગવાને આજ્ઞા કીધી છે કે વત્સ નારદ જા જઇ તેની પ્રવૃત્તિ મેળવી આવ. કંઇ તેમનાથી તે વાત અજાણી છે? પણ ના. તે તેમની મારા ઉપર અપાર કૃપા દૃષ્ટિ સૂચવે છે. ( થોડેક ઉપરના ભજનના તાન સાથે પરિક્રમણ કરી સ્મરણ પૂર્વક ) વળી શ્રી પિતામહ બ્રહ્મદેવની પણ મને આજ્ઞા છે કે પુત્ર નારદ, આદિ

મહાવરાહના અવતાર પછી, દાનવ હિરણ્યાક્ષનો વિનાશ થતાં છતાં, વરાહ ભગવાને પૃથ્વીને પોતાની દંષ્ટ્રાકોટિથી ઉદ્ધારી સ્થિર કર્યા પછી, હવે તો ત્રિલોકી સુખમાં તો છે ના ? તેની તું તપાસ કરી આવ ! (વળી ઉપર પ્રમાણે પરિક્રમણ કરે છે) અહો ! આતો હું મધ્યમ લોકમાં આવી પ્હોચ્યો.

૧૬

અહિંયાં ખિલવાં જોઇયે પરમ પાવન વન
ઋષિનાં આશ્રમ, તપોવન, તરૂથી સઘન !

અહિંયાં૦

અહિંયાં વેદની ધ્વનિ, ભજન હરિસ્મરણ,
યજ્ઞની પવિત્ર ધુણી, જોઇયે એ એ લક્ષણ !

અહિંયાં૦

સ્વચ્છંદ ધેનુનાં વૃંદ, નિર્ભય ટોળે હરિણ,
વિચરતાં, વિહરતાં, ચરતાં જોઇએ તૃણ !

અહિંયાં૦

અનુકૂળ પવનનું વહન, કાળે વર્ષણ
મેઘનું થવું ઘટે છે ત્રિલોક તણું હર્ષણ !!

અહિંયાં૦

(આસપાસ જોઇને સ–નિરાશા) પણ કાં—કાંઇ એમાંનું જણાતું નથી ? (ધ્યાન કરી સ્મરણ પૂર્વક) હા, હા, એતો સ્મરણ થયું. હિરણ્યાક્ષનો મહાવરાહે નાશ કીધો, પણ તે નાશથી વધારે કુપિત થયેલો અને અધિક દુષ્ટ તેનો કનિષ્ટ

બંધુ હિરણ્યકશિપુ દેવ દ્વિજો અને ધર્મને ઉદ્વેજે છે તો ! એ જ આ વિપરીત દર્શનનું કારણ. ( પુનઃ આ પાપ દર્શનાર્થે ઉપરના ભજનનું તાન લગાવતા પરિક્રમણ કરે છે. આગળ જોઇને અટકીને ) આ તે દુષ્ટ દાનવનો દરબારગઢ છે, અને પણે તે પોતાના ગુપ્ત પ્રાસાદમાં અપૂર્વ મુદ્રાથી ગુરૂ પ્રધાન અને સેનાપતિના ત્રિવર્ગ સહ કંઇ મંત્ર રચતો બેઠો છે. ( સાલ્હાદ નૃત્ય કરીને ) વત્સ નારદ હવે તારે કંઇ કુતૂહલ જોવા બતાવવાનો અવકાશ મળ્યો છે, તો તે ભાર્ગવી અને વાચસ્પતી ઉભયનીતિને અથડાવી મારે તેવી, તારી નારદીકળા કંઈ અજમાવું ! (એમ કહી સાનંદ ભજન ધ્વનિ ગજાવતા પરિક્રમણ કરે છે. )

---

## પ્રવેશ ૩ જો.

( હિરણ્યકશિપુ, શુક્રાચાર્ય, પ્રધાન, અને સેનાપતિ, પ્રથમ પ્રવેશના અંત પ્રમાણે બેઠેલા છે અને નારદ મુનિ નૃત્યગીતસહ ભજનપરાયણ પ્રવેશ કરે છે. )

**સર્વે** ( સ–સંભ્રમ આસનેથી ઉઠીને વંદનાપૂર્વક ),—નમસ્કાર, નારદ મહર્ષિ, નમસ્કાર.

**નારદ**,—પ્રસંન રહો–વત્સ પ્રસંન રહો.

**હિરણ્યકશિપુ**,—મહારાજ, હવે અમારૂં સમાધાન કરો. નારદ મુનિ, આપ કંઇ કહી શકો છો કે તે મારા જ્યેષ્ઠબંધુ હિરણ્યાક્ષનો વિનાશ કરનાર અલૌકિક મહાવરાહ તે કોણ ?

**નારદ,**—હાં, હાં, એને આપે ના ઓળખ્યો ? એ મહા-વરાહ તે ભગવાન્ શ્રી યજ્ઞનારાયણ, વિષ્ણુ ભગવાન્ પોતે જ. તમારો દાનવકુળનો પરંપરાપ્રાપ્ત મહાશત્રુ. એણે તમારા ભાઇનું તો ન-સંતાન વાળ્યું, અને તમારો રોળ વળે તે વળી જોજોને. એમ સૂઇ રહેજો ને.

**શુક્રાચાર્ય,**—કુમાર શ્રી મહારાજ હિરણ્ય દૈત્યેન્દ્ર, નારદમુનિ વાસ્તવિક કહે છે, અને રોગ અને શત્રુને તો ઉગતોજ ઘુંદવો એ નીતિશાસ્ત્રનું વચન છે.

**હિરણ્યકશિપુ**( સક્રોધોત્સાહ, આસનથી ઉછળીને ),—

૧૭

ધરિ તીણી જે આ સમશેર, જ્યાં સુધિ ન્હવરાવી
નહિ શત્રુ રૂધિરમાં રે, એસું ગાદિ ના આવી ! ધરિ૦ ૧
બાણ, ફરસિ, સાંગ, ગદા, ચક્ર, ભુશુંડિ, શતઘ્ની,
હથિયાર સજી રણ ચડું હું ધરતિને ધ્રુજાવી ! ધરિ૦ ૨
વૈકુંઠ ને કૈલાસ કંપાવું, અમરાવતી ઉજાડું,
બ્રહ્મપુરી સમૂળી વિનાશું, વિશ્વ હચમચાવી ! ધરિ૦ ૩
નવખંડ ભૂમિ કરૂં શતખંડા, બ્રહ્માંડ બ્રહ્માંડ ભાગું,
એક બિજાથી પ્રચંડ પછાડી, દાઝ દિલે ખુબ લાવી ! ધરિ૦ ૪

**પ્રધાન અને સેનાપતિ,**—ખમા, ખમા, ત્રિલોકીનાથ ! અમે બેઠાં આપની આ દારૂણ પ્રતિજ્ઞા હોય ? આજ્ઞા કીજિયે અમે સૌ કરવા તત્પર અને સમર્થ છઇયે !!

**શુક્રાચાર્ય અને નારદ મુનિ,**—હાં, હાં, હાં !!! હજૂ વાર છે, કુમાર આપને પોતાને તે દારૂણ વ્રત લેવાને.

**હિરણ્યકશિપુ** (સાભિમાન),—ભવતુ! પ્રધાનજી અને સેનાપતિજી તમે તમારા ચાલુ તંત્રમાં વધારે તત્પર રહો. અને (બંનેને બાજૂએ લઇને) જ્યાં દેવ, દ્વિજ, અને ધર્મનું નામ આવે, કે તેનો સંચાર જણાય ત્યાં તેમનો સમૂળો ઉચ્છેદ કરો! એમનું સૂક્ષ્મમાં સૂક્ષ્મ બીજ કે ઝીણામાં ઝીણો અંકુર પણ રહેવા ના દો. આ કાર્યમાં ન જુઓ જાતિ, વય, કે અ-વસ્થા! નૂતન કલ્પાંત વર્તાવો. અને (શુક્રાચાર્ય તથા નારદ મુનિ તરફ ફરીને પ્રકાશપણે) ગુરૂજી, મુનીશ્વર મને શી આજ્ઞા છે, મને શા માટે રોકો છો?

**બંને,**—કુમાર, હજૂ તારૂં નવું વય, અને નવું રાજ્ય છે. દેહાદિક નશ્વર છે. અરિબળ અને ભાગવતી માયા દુસ્તર છે, માટે તું મહા સાહસથી વિરામ પામ.

**હિરણ્યકશિપુ** (સાવેશ),—એમ કેમ બને! એક તરફથી રોગ શત્રુને ઉગતા દાબવા ખુંદવાની નીતિ બતાવો છો, અને બીજી તરફથી આવી કાયરતા શિખવો છો—એ કેમ સંભવે? નહિ, નહિ, હું તો આજથી રાજ્યાદિક સૌ છોડી ઉગ્ર તપ આદરીશ તે વિના અભેદ્ય વજ્રકાયસિદ્ધિ પામ્યે પાછો આવીશ જ નહિ. પછી જોઉં છઉં કે મારૂં કોણ ધર્ષણ કરે છે!!

૧૮

ફેંદું ખુંદું શત્રુ પળમાં, ખુંદું ત્રિસ્વે એહ સકળ હા!
છળથી, બળથી, કળથી, રણે રોળું એ મેગળ શા!

ફેંદું. ૧

ન દિને કોઇ મને મારે, ન રાત્રિયે એ સંહારે,
કોવારે, કોદારે કંઇ ઘરમાં, પાધરમાં લહું વર આ ! !

ફેધું. ૨

ના લોહું, ના લાકડું ભેદે, ના શસ્ત્ર ન અસ્ત્રો છેદે,
ના દાનવ, માનવ, ના દેવાદિક મુજ મોત શકે કરવા ! !

ફેધું. ૩

હા. હા. ત્યારે જ મારી પૂર્ણ તૃપ્તિ થાય ! હા–હા–હા ! ! !

**સર્વે,**—એવમસ્તુ !

**હિરણ્યકશિપુ,**—ત્યારે ગુરૂદેવ, પ્રધાનજી અને સેનાપતિજી આ રાજ્યકાર્ય સંભાળજો. તમને કંઈ કહેવું શિખવવું પડે તેમ નથી. દેવી કયાધુને અંતઃપુરમાં મળી, હું માત્ર બાહુ–સહાય પરવરનાર છઉં. નારદમુનિ અને ગુરૂદેવ–સાષ્ટાંગ પ્રણિપત કરૂં છઉં. આજ્ઞા દો–આશિષ્ દો.

**બંને,**—મનોર્થ સફળ થઇ શિઘ્ર પાછા આવો.

**પ્રધાન** અને **સેનાપતિ,**—તથાસ્તુ ! !

( હિરણ્યકશિપુ સાડંબર પરિક્રમણ કરે છે. નારદમુનિ પૂર્વવત સ્વર્ગગમન કરે છે. બીજા યથાસ્થાન જાય છે. )

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ–તપોવન.

પાછલી રાત. આંખો ચોળતો એક ઋષિકુમાર પ્રવેશ કરે છે.

**ઋષિકુમાર**—(આજુબાજુ જોઇને સ–ચિંત),—

૧૯

### વસંતતિલકા.

હા ! શું રહ્યું તિમિર વ્યાપિ બધેય ઘોર !
હા ! ક્રૂર પૂર શું અમંગળ થાય શોર !
ના ચાંદની, નહિ વળી અજવાળિ તારા,
આ વાદળી ધુરકિ ફેલિ રહી અપારા ! !

અરે ! પ્રભૂ શું થવા બેઠું છે ? આ પ્રથમ ગ્રાસેજ મક્ષિકા ભક્ષણ ક્યાં થાય છે ? બ્રાહ્મે મુહૂર્તે ઉઠતામાં, અને આન્હિકાદિનાં સાધનો યોજવા જતામાં એ વળી ક્યાં અકાળ અપૂર્વ અંધકારના અપશુકન થાય છે ? જ્યાં મેં ભગવન્તૌ અશ્વિનીકુમારોનું દર્શન ચાહ્યું હતું–ત્યાં આ અંધારી ક્યાં આડે આવે છે, અને તે ખસવાનાં એ ચિન્હો જણાતાં નથી ! શી વજ્રલેપ જેવી જડાઈ ગઈ છે ?

૨૦

### માલિની છંદ.

અટળ શું નિત રે'શે, દેવને ખેદ દેશે ?
પટળ સકળ વે'શે, જ્યોતિનો ગ્રાસ ગ્રે'શે ?
નહિ નહિ શું ઉજાળે એ ઉષા શ્રી સલૂણી
દિનકર પ્રતિહારી શાંતિ દેતી ન–ઉણી ! ?

(આશ્વાસન પૂર્વક) ના એમ બને જ કેમ ? (સાલ્હાદ.) ધન્ય ભગવાન્ ! ઓહો–પણે તે સૂર્યાપતીનાં અશ્વિનોનાં બાણોએ પ્રકાશનો માર્ગ કરવા માંડયો છે, અને પ્રલ્હાદન ઉષા સંચારનો સંભવ થાય છે ! ત્યારે આપણું ભાવિ હવે ઉજ્વળ-

જ છે. ओम् ॥ दस्रां युवाकं वः सुता । ना सत्या वृक्त बर्हिषः । आयातं रुद्रवर्तनी ॥

૨૧

**ગીતિવૃત્ત.**

જય જય જ્યોતિ જ્વલંતી, ભસ્માવરણ જતાં ફરિ દીપંતી,
લહરિ લપટે ઘુમંતી, શિખા પ્રતાપે દિશા દશ ચુમંતી !!

**દ્વિતીય ઋષિકુમાર** (પ્રવેશ કરીને પ્રથમને),—બંધુ પૈલ, તું અહિં કાં કાળક્ષેપ કરે છે? તને ખબર નથી કે કુલપતિ તો ક્યારનાએ સ્નાનમંગળ કરી, આદર્શ ઈષ્ટિ માટે ત્વરા કરી રહ્યા છે? ચાલ સત્વર ત્યારે આપણે આપણું કાર્ય પણ આટોપી લેઇયે.

**પ્રથમ ઋષિકુમાર,**—ઠીક, બંધુ શૈલ. ત્યારે હું આ સમિધ્ પુષ્પાદિ લેવા જાઉં છઉં અને તું છે તે યજ્ઞધેનુની પ્રાતઃપરિચર્યા સિદ્ધ કરી લે. (બંને પોત પોતાને માર્ગે પોત પોતાનું કામ કરતા પરિક્રમણ કરે છે.)

૨૨

(નેપથ્યમાં.)

ॐ३ ॥ अग्निमीळे पुरोहितं । यज्ञस्य देवमृत्विजं ।
होतारं रत्नधातमं ॥ १ ॥
अग्निः पूर्वेभि ऋषिभि रीड्यो नूतनैरुत ।
सदेवाँ एह वक्षति ॥ २ ॥

अग्निना रयिमश्नवत्पोषमेव दिवेदिवे ।

यशसं वीरवत्तमम् ॥ ३ ॥

अग्ने यं यज्ञमध्वरं विश्वतः परिभूरसि ।

स इद्देवेषु गच्छति ॥ ४ ॥

अग्निर्होता कविक्रतुः सत्यश्चित्र श्रवस्तमः ।

देवो देवेभिरागमत् ॥ ५ ॥

यदंग दाशुषेत्वमग्नेभद्रं करिष्यसि ।

तवेतत्सत्यमंगिरः ॥ ६ ॥

उपत्वाग्ने दिवे दिवे दोषावस्तर्धिया वयम् ।

नमो भरन्त एमसि ॥ ७ ॥

राजन्तमध्वराणां गोपामृतस्य दीदिविम् ।

वर्धमानं स्वेदमे ॥ ८ ॥

सनः पितेव सूनवेऽग्ने सूपायनो भव ।

स च स्वानः स्वस्तये ॥ ९ ॥

શૈલ અને પૈલ (સાંભળીને),—અહો ! આતો કુલપતિ વૈશ્વામિત્રે ક્રમ ક્યારનોએ શરૂ કર્યો લાગે છે ! ચાલો ત્યારે આપણે પણ તેમાં સામીલ થઇ જઇયે. (બંને પરિક્રમણ કરે છે.)

---

## પ્રવેશ ૫ મો.

તપોવનના બીજા ભાગમાં, પ્રાતઃકાળમાં, વેદિમાં પ્રજ્વલિત
અગ્નિ સમક્ષ આસનસ્થ કુલપતિ વૈશ્વામિત્ર, શિષ્યાદિ
સહ વર્તમાન પ્રવેશ કરે છે.

**શૈલ** (આગળ આવીને નમસ્કાર પૂર્વક),–ભગવન્, આ સમિધ્ પુષ્પાદિ. (એમ કહી પાસે મુકે છે.)

**પૈલ** (એજ પ્રમાણે),—ભગવન્, યજ્ઞધેનુ પૂજાદિ વિશેષ માટે સિદ્ધ છે. (એમ કહી આંગળીથી બતાવે છે.)

**કુલપતિ,**—અસ્તુ. (ધ્યાન મુદ્રાથી.)

૨૩

**હરિગીત છંદ.**

હું અગ્નિને સ્તવું પુરોહિતને, યજ્ઞ કેરા દેવને,
હોતાને, ઋત્વિજને, બહુ બહુ રત્નધાતા તેહને. ૧
એ અગ્નિ પૂર્વેના ઋષિયોએ સ્તવ્યો, તેમજ નવે,
એ એહ આ સ્થળ લાવિ દેશે દેવ જે તે તેમને. ૨
એ અગ્નિયે ધન મેળવું, પોષણ જ દિવસે દિવસ એ
યશ આપનારૂં, વીર અતિશયમાં અતિશય એહ દે. ૩
હે અગ્નિ અધ્વર યજ્ઞ જેહ તું સર્વ બાજૂએ, બધે,
રક્ષણ કરે છે તેહ તેહ જ જાય છે દેવો વિષે. ૪
એ અગ્નિહોતા, સત્ય, આશ્ચર્ય શ્રવણ બહુએ ભર્યા
દેવો સહિત આવો કવિક્રતુ આપ અમ હે ઈશ્વરા ! ૫

અહ અગ્નિ આપ કલ્યાણ કરશો દાનના કરનારને,
જે તેહ છે એ આપ તું હે અંગિરા સાચું ખરે. ૬
તમ પાસ અગ્નિ નમસ્કારો કરંતા દિવસો દિવસ,
બુદ્ધિ થકી આવિયે છઇયે દોષથી પરિપૂર્ણ અમ. ૭
અધ્વર તણા દીપંત રક્ષણહાર પાસે આવિયે!
એ વાર વાર પ્રકાશનાર સુધાર્નો અમ ઘર જે વધે. ૮
હે અગ્નિ તે તમ પિતા સમ અમ બાળકોને રે થજો!
શુભ સાધનોવાળા અમારા તમ કલ્યાણ જ ધારજો! ૯

વત્સો! અલં. હવે ઇષ્ટની નિર્વિઘ્ન સિદ્ધિને માટે શાંતિમંત્ર ભણો.

**ઋષિકુમારો** (શ્રદ્ધાપૂર્વક, સ્થિર ચિત્ત),—

૨૪

ओ३म् ॥ शंनो मित्रः शं वरुणः
शंनो भवत्वर्य्यमा ।
शंन इन्द्रो बृहस्पतिः
शंनो विष्णु रुरुक्रमः ॥

૫૬.

(રાગ કેદારો, તાલ ચતુસ્ર, જાતિ ચોતાલો, ચિત્રતર માર્ગ.)

કલ્યાણ ભવતુ અમ મિત્ર, વરુણ!
કલ્યાણ ભવતુ અમ અર્યમણ!
કલ્યાણ ભવતુ ઇંદ્ર, બ્રહસ્પતિ!
કલ્યાણ ભવતુ વિષ્ણુ વિપુલ ગતિ!!!

(નેપથ્યમાં)

અલલલલ ! બ્રહ્માંતકા ! આજ બ્રાહ્મણો ઠીક સપડાઈ ગયા છે. ચાલ સત્વર મહારાજ હિરણ્ય દૈત્યેંદ્રનો હુકમ બજાવી લાવિયે !

હા ! આર્યાન્તકા ! ચાલ, ચાલ. અલલલલ !

(એમ બોલતા અને કિકિયારી કરતા, કુદતા, હથિયાર ફેરવતા રાક્ષસો વિકટ પરિક્રમણ કરે છે. ઋષિમંડળ સભય કંપે છે.)

**બ્રહ્માંતક અને આર્યાંતક** (બીજા રાક્ષસોને ઉદ્દેશીને),—

જ્વાલાંતકાદિ દૈત્ય સુભટો, શું જુઓ છો ?

૨૫

મારો, કાપો, છૂંદો, છેદો, ભેદો વાડવટોળું
એ છે હા વેટા ટોળું, ઘણું વાર ધુળે રગદોળ્યું,
લોહી છોળે જ ઝબોળ્યું, રોળ્યું, ડહોળ્યું, ખોળ્યું,
બ્હોળું, ચોળ્યું, બહુ ભોળું, અણમોલું !! મારો કાપો૦ ૧

**જ્વાલાંતક,**—ઝટ કરીયે,

**બ્રહ્માંતક,**—નહિ ફરીયે,

**આર્યાંતક,**—રે જરિયે,

**સર્વે**—વિચરિયે, સંહરિયે, પરવરિયે,
રિપુ–હરિયે, રણ તરિયે, થરથરિયે ?
નહિ ઘડિયે, જય ધરિયે, શું ડોલું ?
ના, ના, મારો કાપો૦ ૨

**બ્રહ્માંતક** (સાટોપ પરિક્રમણ કરતો ભીષણ નાદે),–અરે, બ્રહ્મ–બટુઓ! મહારાજાધિરાજ હિરણ્ય દૈત્યેન્દ્રનો હુકમ શું તમે નથી સાંભળ્યો કે યજ્ઞયાગાદિક બંધ છે, અને દેવતાર્ચન ધર્મ-ધ્યાન કાંઇ કરવાનું નથી! છતાં તેનું ઉલ્લંઘન કરવા તમે હિં-મત ધરો છો? અલલલલલ–હા......(ઋષિયો બહુજ કંપે છે અને કોઇક પડે છે, લથડે છે, અને કંઈ કંઈ મૂર્છા વશ થાય છે. કોઇ ઉત્તર આપતું નથી.)

**આર્યાંતક**,—અલલલલલ બ્રહ્માંતકા! આ દુષ્ટો સાથે તે સવાલ જવાબ શા? બકરાં રેંસતાં તે કસાઇએ તેમને પૃછવું જોઇયે?

**જ્વાલાંતક**,—હારે હા–એ તો આપણ વાઘવરનો શિકાર છે. તેની સાથે તે લંબી ચોડી શી? ચાલો. ઉઠાવો–અલલલલલ

**સર્વે**,—અલલલલલ! જય દૈત્યેન્દ્ર, જય હિરણ્ય પ્રભૂ, જય દૈત્યેન્દ્ર! લેઇ ચાલો આ ગાયને અને તેને પૂરી કરી નાંખો. અને છાંટો તેનું લોહી અહિં તહિં સઘળે. (ફરીથી ઉપરનું ગાયન ગાતા–તેઓ ગાયને ખેંચતા, ઋષિયોને મારતા, પછાડતા, યજ્ઞવેદિ અને યજ્ઞસામગ્રી અપવિત્ર કરતા પરિક્રમણ કરે છે.)

---

## પ્રવેશ ૬ ઠો.

(એક બહુવર્ણી સાધુ વૈરાગીનું ટોળું ભજન ગાતું પરિક્રમણ કરે છે.)

૨૬

નિરંજન માત્ર અમારો વિરામ, સાધુઓ એજ એકજ વિશ્રામ!
ધ્રુવપદ.
જન્મથી દુઃખિયા, થાયે કયાં સુખિયા, દૈવ રૂઠયું જ્યાં તમામ!
નિરંજન૦
ભજિયે જ્યાં ભૂતળ, જાય રસાતળ, હાય! દાવાનળ આમ!
નિરંજન૦
મન ક્યાંથી શાંતિ, વદન કયાં કાન્તિ, ભ્રાન્તિ ભમાવે ઉદ્દામ!
નિરંજન૦
ધર્મનાં શરણાં, કર્મના કરણાં, દેવ, તપાદિ નકામ!
નિરંજન૦

**એક સાધુ,**—ચૈતન્યદાસજી, અબ કયા કરના, ક્યાં જવું?

**ચૈતન્યદાસ,**—બાલકદાસજી, આમ ગભડાવો છો શું કરને કું?

**બાલકદાસ,**—અપન નિર્ધનકું પણ આ રાક્ષસો નથી જંપને દેતા. નિર્દોષ નિર્બલકું પણ મારતા છે.

**ચૈતન્યદાસ,**—છોડ દો—છોડ દો–એતો સબ અલખ નિરંજનકી માયા છે. ચલો તબ ગાઓ મિલકે પ્રભુનામ.

૨૭

પદ.

રટોજી રટોજી પ્રભુ નામ! (૨)

ગુણધામ, સુખકામ, આઠો જામ, ક્ષણ ક્ષણ પળ પળ પળ
રટો૦

એજ અંતે સુખવંત થશે હો સાધુ, એજ એજ એ કરવાનું
કામ–

હૃદયે હામ, રાખો રામ, પામો ધામ છેલ્લે પરમ પરમ
રટો૦

નામ સ્મરણથિ કંઈ કંઈ તરિયા, પામરો ડુબતા તમામ!
લેતા નામ, વિના કામ, હા એરામ, અજામેળ શા અધમ સમ!
રટો૦

ધન ના બેસે, શ્રમ પડે નહિં લેશે, નહિં વિષમ કઠિણ કે નકામ–
દીધે દામ, કંઈ સુદામ, કરે કામ મળે પારસ ના અમૂલ્ય આ સમ!
રટો૦

**વીરસ્વામી,**—ઠીક, ઠીક. નમ્મા ભજન કેળૌં.

૨૮

ભજસી બહુકેલા માનવે

રંગ ન પાદા

શિલિ પાસતી અનુ સુ–ભેદા માડિહા પાદા
વલિદુ પાર્થના રથવા ધરિયો બોત્તિદા પાદા
કલિ સુયોધનના ગતિગે કેડ હિદ પાદા
કાળિંગન ચડિયા તુળદંથા પાદા— ભજસી૦

કબીરદાસજી,—

૨૯

પદ.

ક્યોંરે પ્રભૂજી કો ભજતા નહિ
બહુત જનમ દુઃખ પાવેગા—અરે ક્યોંરે૦
જ્યાં તુજ ભાવે મેવા મિઠાઈ, વહાં તુજ કોન ખિલાવેગા
અરે ક્યોંરે૦
જ્યાં તુજ ભાવે શાલ દુશાલા, વહાં તુજ કોન ઓઢાવેગા
અરે ક્યોંરે૦

અનંતાચાર્ય,—મંચિદિ. નામુક્ત ભજન વિનુંદી.

૩૦

પદ.

શ્રી રામાની નામં યંતો રૂચિરા
યંતો રૂચિરા દિદિ યંતો રૂચિરા—
મધુ ક્ષીર દધિ ઘૃત પાનંપુ કંટે ઇક્ષુરસ મુકંના
યંતો રૂચિરા દિદિ યંતો રૂચિરા,
ફનસ જંબિર જંમ્બુ ફલં ખુલકંટે ખર્જુર મુલકંના
યંતો રૂચિરા દિદિ યંતો રૂચિરા.

જ્ઞાનદેવ,—सगळ्याचे झाले. परन्तु मीही माझें एक भजन आपण संतांकडे म्हणून दाखवितो । (એમ કહી એક અભંગ ગાય છે.)

ઓઘડદાસ,—મેં ભી સાથ સાહેબ નામકા સ્મરણ કરતું. હાજી,—

૩૧
**પદ.**

સાહેબ નામ સંભારો વ્હાલા, સાંઈ નામ સબસે નિરાલા–
તનજી તસબી કર લે હમેશાં, મનજી કરલે માલા,
સાંઇ નામ સબસે નિરાલા, સાહેબ નામ સંભારો વ્હાલા૦ ૧
એક દિન જમડા જીવ જો જાની ઠંધો શેણુ ન વાલા,
સાઇ નામ સબસે નિરાલા, સાહેબ નામ સંભારો વ્હાલા૦ ૨

**એક ગામડિયો,**—મારા દીચ્યરા ઉનાઓએ આ હું માંડ્યું સે જો. હાલ હું પણ ભેળો ભળું. હોળબોળ મારા દીચ્યરા હરકારી જનાવરો લેઈ જ્યા, અને સોરૂ બોરૂનેએ ચ્યાંનાં ચ્યાં ખદેડી મુચ્યાં. તો લાયને હું પણ ભજનિયામાં ભજનિયો થાઉં.

**એક મારવાડી શાહુકાર,**—અબાર લાડીજી કાં નહિ આયા માકો તો સારો ઘર લૂંટ લિયો. સામાન અસબાબરી ફજેતી કીની, મું તો ભાગ સુટો સો બચ ગયો. (સાધુઓને જોઇને) એ સાધુરા ઝુંડમેં દાખલ હોઉ જાઉં તો બચું. ઓર યે ગોપીચંદન અહિ તાકો તિલક કરૂં વ ભજન લલકારૂં. ઠીક હય.

**એક હલવાઇ,**—સુસરકે એ દૈત્યલોકને કયા ઝઘડા મચાયા હય? હમ મેહેનતી મજુરિયાત લોકકું બી સુખસે આપ આપકા કામ કરને નહિ દેતે હય. ઔર મારફાડ વ તુફાન કરતે હય. ન રહે ધર્મકે વ ન રહે કર્મકે, ન ઘરકે ન ઘાટકે. ધોબીકા કુત્તાબી અચ્છા હોગા. ઘાંચીકે બેલકી મિસાલ નીચી મુંડીસે સંસારમે જગતમે યહાં વહાં ફિરના પડતા હય વ ઉપરસે મારપીટ હોતા હય. અબતો ભેખ લે લેના ઠીક હય. જલ

ખુબ સારી મિસરી મિઠાઈ, વ મેવા મલીદા. ચલો બદનપે ખાખડી લગા દેવે.

**સાધુઓ તથા બીજા લોકો** (મળીને ગાય છે.),—

૩૨

બાવરે કહાં બિરમાણે જંગલમેં
મત ડરો બિરાદર મંગલ હે— બાવરે૦
અબ નહિ માલ ખજીના, અબ નહિ લુંટેગા અસબાબ
અમન ચમનમે ફિરો સુમરિ હરિ, ફિટ ગયા ખલકકા ખ્વાબ !
સાધુઓ છોડ દિયા દંગલ હે ! બાવરે૦
કોન મારતા, કોન કહાં, યે પડતા જુલમકા માર,
ઓહી જૂઠા, ઓહી જૂઠા, માયાકા બ્યાપાર,
સાધુઓ સ્વર્ગ રહા અંગુલ હે ! બાવરે૦

(એમ કહી ભજનની ધૂનમાં બધા નાચી ખુંદી રહે છે. નેપથ્યમાં અવાજ થાય છે.)

અલલલલ ! આઃ દુર્બુદ્ધિકા, આમ વળી આ તોફાન મચે છે. ચાલો તે દાબી દઇયે. અલલલલલ ! દિયો દિયો દિયો.

**દુર્મુખ** (ઉપર પ્રમાણે બોલતો પ્રવેશ કરે છે),—કાં સુબટો, કાં અટકો છો ? બહુતંતર બળિયું તેથી કે ?

**દુર્બુદ્ધિકા,**—ના, ના, તે તો કાંઇ નહિ. પણ આ આંધળાં, પાંગળાં, લૂલાં, ખાંડિયાં, મેડિયાં આપણને શું નડે છે કે આ મછરાં મસળી નાંખવાં !

**દુર્મુખ,**—એ વળી તારૂં નામ ભૂલવતો ડાહ્યો ક્યારનો થયો રે ? મછરાંના ડંખ કંઇ જેવા તેવા હોતા હશે ? એમના

જાણુગણુાટ વળી ક્યાં ઓછા છે અને આપણુને તે એ વળી ક્યાં જંપવા દે છે? ચાલ ચાલ બાયલો ના થા. અને બીજાને ના બિગાડ. (બધા રાક્ષસોને.) અલલલલ! જુઓ છો શું? કરો કીકીયારી અને પડો. વહેતાં કરો અને રાતાં કરો! અલલલલલ-હા! (રાક્ષસો તુટી પડે છે અને સાધુઓનું ઝુંડ તોડી પાડે છે.)

---

## પ્રવેશ ૭ મો.

સ્થળ, રાજ મહેલ. રાણી ક્યાધુ અને સખીઓ પ્રવેશ કરે છે.

**રાણી ક્યાધુ** (સ-ચિંત),—સખીઓ

૩૩

આંખડિ કયમ પલકાય, જુદી જુદી
ડાબિ જમણિ ફરકાય, જુદી જુદી. આંખડિ૦

શું એ થવાનું ભુંડું કે રૂડું હશે તે નહિ કંઇ સમજાય,
એક તરફથી હૃદય હસે સહસા, બીજી તરફથી રોવાય.
જુદી જુદી૦ ૧

ગમ ના પડે કંઇ, કળ ના વળે કંઇ, કંઇ ગભરામણુ થાય,
આ તે કયમ રહેવાય, સખી રે, એ હશે શું કહેવાય?
જુદી જુદી૦ ૨

સખી માલતી, તુંએ કેમ કાંઇ આનો ખુલાસો કરતી નથી? આ તે કેવું કૌતક? મારી તો ડાબી અને જમણી બંને આંખો ફરકે છે!

**માલતી,**—બાઇ સાહેબ, ધીરજ ધરો. આપણી ધડાપીડા સૌ દૂર થાઓ, ફિકર ન કરો. કેમ કુમુદા, તું કેમ બોલતી નથી?

**કુમુદા,**—બઇ કહે છે, માલતી. જ્યાંસુધી દૈત્ય રાજરાજેન્દ્ર હિરણ્યકશિપુ મહારાજ રાજ્યને દીપાવે છે ત્યાંસુધી બાઈ સાહેબને શાની ફિકર છે?

( નેપથ્યમાં. )

અબ્રહ્મણ્યમ્—અબ્રહ્મણ્યમ્! ત્રાહિ ત્રાહિ! જુલમ જુલમ! ત્રાસ ત્રાસ! કેર કેર! મહારાજ તો સાંભળતા નથી, મંત્રીશ્વરો કહે છે કે એ બધું હિરણ્ય દૈત્યેન્દ્રની આજ્ઞાથી છે. હવે ક્યાં જવું? ચાલો મહારાણીને જઇને વિનવિયે.

**રાણી** ( નેપથ્યમાંનો કળકળાટ સાંભળીને ચમકીને ),—અરે! વળી આ શું? શું ફરકતી જમણી આંખે પહેલવહેલોજ ભાવ ભજવ્યો કે? માલતિ જા જઇ જોઇ આવ, આ શાનો કળકળાટ છે.

( માલતી જાય છે. )

**કુમુદા** ( આશ્વાસના આપતી ),—દેવીની અલા બલા દૂર થાઓ! ગભરાવ નહિ.

(નેપથ્યમાં.)

આવા દુષ્ટ મહારાજ અને મંત્રીશ્વર તે પ્રજાપાળ શાના? એ તો પ્રજાકાળ! પ્રભૂ તું પણ કેમ કાંઇ આંખ ઉઘાડતો નથી? અરરર! આતો તારા નામથી બમણો માર જડે છે! ધિક્કાર, ધિક્કાર!

**માલતી** ( ફરી પ્રવેશ કરીને ),—બાઇ સાહેબ એ તો પીટયાં ઢોંગી ધુતારા છે. નાહકના નકામો ખુમાટો મચાવે છે.

**રાણી,**—ના, ના સખી એમ તો ના હોય. તું બધું ખરેખરૂં કહી દેતી નથી. બૂમ અમથી પાડે? અને આ તેમને પડતા પ્રહાર શાના? ખરૂં કહે, માલતિ, મને ખોટું નહિ લાગે, આવું આવું રોજ સાંભળીને એ બાબતમાં હવે મારૂં હૃદય ર્‌હેરૂં થવા આવ્યું છે.

**કુમુદા,**—ના રે બાઇ સાહેબ, એમ તે કહેવાય! આપના જેવાં દાઝનાં જાણનારાં બીજાં કોણ છે?

**માલતી,**—ત્યારે સાંભળો. એ તો મહારાજાશ્રીએ ધર્મ કર્મ, યજ્ઞયાગ, દેવસેવાદિક બંધ કીધાં છે, છતાં તે હુકમ તોડી બ્રાહ્મણ શ્રમણ અને સાધુ સંત ભગતડાંને આ તો યોગ્ય નશિયત આપવામાં આવે છે.

**રાણી,**—શિવ, શિવ, શિવ, શિવ. આ તે અવળી મતિ પ્રાણનાથને કોણે આપી હશે? તેમનું સર્વથા અનિષ્ટ ટળો અને આ અમંગળ દૂર થાવ!

(એટલામાં બળાત્કારથી ઉપર પ્રમાણે ફરિયાદ કાઢતો અને આક્રંદ કરતો પ્રજાવર્ગ પ્રવેશ કરે છે. રક્ષક વર્ગ તેમને ઉપરથી માર મારે છે.)

**રક્ષક ૧ લો,**—અયે બદમાશ, વહાં કહાં ઘુસતા હય? રણવાસમેં કહાં જાતા હય?

**રક્ષક ૨ જો,**—અરે બોલતા કાયકું—લગાવ દંડા. સબ સીધા હો જાયગા.

**પ્રજાવર્ગ,**—મરો એ રાજા—અને ફિટો એ રાજ્ય!

**માલતી અને કુમુદા**—બિચારાઓ ઉપર આટલી પસ્તાળ પડે છે તો પણ તેમનો મચ્છર મટે છે, મ્હો તો તેમનાં કુહાડે ચિરીયાં લાગે છે !

**પ્રજાવર્ગ** ( રાણીને જોઇને ),—અરે અમારો ધણી તો બહાર જવાનો થયો છે, અને તેની બુદ્ધિ તો તે પહેલાંની ગામ ગઇ છે; પણ તમે અમારાં ધણિયાણી ખરાં કની. ના, ના સાચું કહો. ત્યારે તમે અમને આ જુંગાઓથી ના મુકાવો ?

**રક્ષકો અને સખીઓ.**—મ્હો સંભાળીને બોલો—કોને કયાં શું બોલો છો તે ખબર છે ? નહિ તો હવણાં ચામડી ઉતરડી નાંખવી પડશે !

**પ્રજાવર્ગ,**—લ્યો બાઇશાબ, ભૂલ્યા. મારીને મનાવશો ત્યારે કાંઇ ચાલવાનું છે ?

**રાણી,**—પુત્રો નિર્ભય રહેો. રક્ષકો, તમારા પાપાચરણથી વિરામ પામો. ભાઇઓ જાઓ તમે તમારે ઘેર જાવ. હવણાં મહારાજ આવશે એટલે હું તેમને કાને નાંખીશ. ચિંતા ના કરો. સૌ સારાં વાનાં થશે.

**પ્રજાવર્ગ,**—ધન્ય છે બાઇસાહેબ, અમે તો આપને વ-શાંસે જીવિયે છઇયે. તમારૂં કલ્યાણ થાવ. ( મનમાં ) પણ બા-ઇસાહેબનું તે બહાર જતા બાઇસાહેબ આગળ ચાલશે ત્યારે કની. ( પ્રકાશ ) ઠીક છે. અમે તો આપને પાલવે પડયા છિયે.

( સર્વ જાય છે. )

**માલતી અને કુમુદા,**—હેવી તે ખરે દેવીજ છે. બાઇ-સાહેબનો કેવો દયાળુ સ્વભાવ છે ?

**રાણી** ( સ-ચિંત ),—પ્રાણનાથ હવે ક્યારે આવે કે હું તેમને આ અવળા માર્ગથી કોરે કરૂં. ( સાનંદ અને સ-વિતર્ક ) બેશક તેઓ મારી આ સારી આશાના સમયમાં પ્રાર્થના સ્વીકારશે જ.

( નેપથ્યમાં પ્રતીહાર નેકી પુકારે છે. )

**માલતી** ( જલ્દી જલ્દી દ્વારાન્તિક જઈ આવી ),—બાઈ સાહેબ, મહારાજ પધારે છે.

**રાણી**,—ત્યારે કુમુદા, જા તું અર્ધ્ય સામગ્રી લેઇ આવ. માલતી તું પણ આસનાદિક યથાસ્થિત કર. ( બંને તેમ કરે છે. મહારાજ હિરણ્યકશિપુ પ્રવેશ કરે છે. )

**હિરણ્યકશિપુ** (સગર્વાનંદ),-ધન્ય છે, ધન્ય છે મંત્રીશ્વરો અને કુલપતિ ભાર્ગવાચાર્ય ! તમારા તંત્રો શરૂ થઇ ચુકયા છે. હવે જ દેવતાઓ જાણશે કે ભૂતળમાં કોણ પ્રકટ થયો છે—અને તેમનું બળ પ્રાધાન્ય કેવું ઓસવાઇ જઇ, સુકાઈ જાય છે.

૩૪

**ગીતિ વૃત્ત.**

દેવો દુર્બળ ઘાતક, ક્ષુદ્ર નર પશુ પીડે, નિજ સ્વાર્થે !
પણ નહિં કેસરી કલ્પે સ્વલ્પે નિદ્રિત ન છેડશે ડરતે ! !

**રાણી**,—મહારાજ, અરે પ્રાણનાથ, આપણા શુભ સંકલ્પો સફળ થાવ ! !

(સખીઓ જાય છે. રાણી મંગલોપચાર કરે છે.)

**મહારાજ** ( રાણીને જોઇને ),—પ્રાણવલ્લભે કયાંક તું આજ ચિંતાગ્રસ્ત કાં છે ?

**રાણી**,—કાંઇ નહિ, સ્વામીનાથ. મારી લગાર આંખ ફરકે છે.

**મહારાજ**,—કાં ડાબીને! મને એ તો માલતીએ વધામણી ક્યારનીએ આપી છે. સુંદરિ, પ્રેયસિ—

૩૫

**ઇંદ્રવજ્રા વૃત્ત.**

પૂર્ણું પ્રકાશે શશિને, ધિમે હદે
ના પાંખડી જો કુમુદા ધ્રુનાવશે—
તો કેં પછી હોય વિકાસની ઘડી
બીજી, વિલાસાદિકની ક્ષણે ઘડી!?

**રાણી**,—પ્રભૂ, આપને તો મશકરીની ટેવ પડી! (એમ કહી લજવાય છે.)

**મહારાજ**,—પણ હજૂ પૂરી મશકરીને તો વાર છે. ઠીક, ત્યારે. તું શું કહેતી હતી?

**રાણી**,—હૃદયેશ્વર, એક વરદાન માગ્યું આપશો? જાણે તેને મારો દોહદજ ગણજો.

**મહારાજ**,—જલદી કહે, તને શું અપ્રાપ્ય છે?

**રાણી**,—નહિ અપાય. પછી ફરી ના જતા હોં!

**મહારાજ**,—ઠીક, ઠીક, જલદી કહે. આમ શું કલ્પાવે છે?

**રાણી**,—ત્યારે પ્રાણપ્રિયતમ! હાલના હીનદૃષ્ટિ મંત્રીમંડળે સજાવેલી નીતિ છોડી નહિ દો? જુઓને રૈયત ત્રાહિ ત્રાહિ પુકારે છે, સાધુસંત પીડાય છે, દેવતાઓ દુભાય છે! એથી તો આપણું અનિષ્ટ થાય નહિ?

**મહારાજ**,—ગાંડી રે ગાંડી, તું તો વ્હેમી દેખાય છે. દેવ

ધર્મ અને વૈરાગ્યાદિક તો બધા પ્રપંચ છે. સ્વાર્થીઓએ રચેલાં ઐંદ્રજાળો છે! અને પુણ્ય પુણ્ય અને પાપ પાપ શું કરે છે, એ પણ પેટભરા બ્રાહ્મણ બટુઓના આળાચેષ્ટા છે. તેથી બરમા ના.

**રાણી**,—મહારાજ, મહારાજ, સ્વામિનાથ ?—

**મહારાજ**,—અને જે પાપ પાપ કહે છે અને તેથી આમ ખોટું થાય, અને આમ બુરૂં થાય, અને આમ માઠું થાય. એ બધી ઠગબાજી છે. જોને જ્યારથી આપણો ત્રાસ અને કેર વધવા માંડયો છે ત્યારથી આપણી બઢતી અને બઢતી જ છે. અને આ શુભ આશાની ઘડી પણ મારી તે જ નીતિકૃતિથી છે!

**રાણી** ( સ-કંપોદ્વેગ ),—મારૂં હૃદય તે કબુલ કરતું નથી. મારી ડાબી આંખે એક ફળ દરસાવ્યું છે અને મારી જમણી આંખ બીજું પરિણામ દરસાવવા તૈયાર થઇ લાગે છે. ( અધિક ચિંતાથી ) મને નથી લાગતું કે હું આપના આ પ્રભાવ સંચયથી સાજી તાજી ન્હાઇ ધોઇને ઉઠું! પણ પછી મારે શું? નથી દેખવું અને દાઝવું! પણ આ તો આ હૃદય છે ત્યાં લગી તે પોતાનો ધર્મ બજાવે છે. ( લાડ સાથે ) સ્વામિનાથ, પ્રાણનાથ, પ્રિયતમ, મારૂં આટલુંએ કહ્યું નહિ માનો? ત્યારે વચન શાનું? હું તેટલામાંથીએ ગઇ!?

**મહારાજ** ( સ-વિતર્ક ),—પ્રિય રમણી, કલેશ ના કર. આનંદિત રહે. ચાલ ત્યારે હું તપોવનમાં જઇ ઉગ્ર તપ કરી. અપૂર્વ સિદ્ધિયો લેઇ આવું છઉં! પછી તો તું મને સુધર્યો કહીશ ને! હવે બોલતી ના. હું જાઉં છઉં—વિલંબ થાય છે.

**રાણી** ( હાથ પકડીને સ-પ્રેમ ),—વ્હાલા, એતો બનવાનું જ નથી, તમને તે કેમ જવા દેવાય ?

૩૬

મમ જીવન પ્યારા, હૃદય આધારા, વ્હાલા મ્હારા પ્રાણ !
નાહિં થાઓજી ન્યારા, દો સુખ સારાં, પ્રીતિ રસના સુજાણ !
મમ જીવન૦

નાજુક નબળી દેહડીએ હું છઉં વેલડી નાથ,
વણ આધારે શે ટકિ શકું હું વ્હાલા વિછોડો ન હાથરે ?
હાય ! લોચાઇ જાઉં, મોચાઈ જાઉં, થાઉં નિઃશેષ નિર્વાણ !
મમ જીવન૦

કુસુમો અમો હસું ખિલું, જ્યાં લગિ ડાળે ડોલંત !
કે કર, કંઠે, મસ્તકે ઠરૂં ત્યાં લગિ શોભાવંત રે.
પણ પડતાં નિરાળાં, સકાળાં અકાળાં, હાલ હવાલ શી હાણ ?
મમ જીવન૦

ગુણ, પરાગ, શોભા, પ્રભા, તે સહુ આપ થકી જ,
કુમુદા પ્રમદા પનો'તિ તે પિયુચંદ્રથી ખચીત રે.
કગા કુમળાઇ જાતાં, કે અસ્તે સમાતાં, એનું રહે ના એધાણ !
મમ જીવન૦

શું કહું ? અદકું ન આવડે, મ્હેર કરો ભરથાર !
દોહદ મજ પૂરા કરો, લહો લ્હાવો સૌ સંસાર રે.
હરિ હરિ અકળાવો, શાને રડાવો, રડતી લથડતીને માણ !
મમ જીવન૦

( એમ કહી સભય કંપે છે અને અશ્રુ પાડે છે. મહારાજ તેને હૃદય સરસી દાબે છે. )

( નેપથ્યમાં. )

વત્સ, મહારાજ હિરણ્યદૈત્યેન્દ્ર, મુહૂર્તવેળા થઇ છે–માટે સત્વર પ્રયાણ કરો ! અમૃતસિદ્ધિ યોગ છે. शुभस्य शीघ्रम् ॥

**મહારાજ** ( રાણીથી છુટા પડીને ),—આ, આવ્યો ગુરૂદેવ ! ( રાણીને. ) દેવી, જઇશ ત્યારે. ડાહી થજે. ( જાય છે. )

( રાણી મૂર્છાવશ થઇ પડે છે. સખીઓ દોડી આવે છે. )

**માલતી અને કુમુદા**,—બાઇસાહેબ, સાવધ થાવ, સાવધ થાવ. આમ શાં આકળાં થતાં હશો અને પછાડ ખાતાં હશો ? આપ કાંઈ હાલમાં એકલાં જીવ છો ?

**રાણી** ( લજવાય છે અને શોક સહિત ),–સખીઓ, હું ત્યારે શું પ્રાણનાથ ગયાજ. ક્રૂર–ક્રૂર–હવે મારૂં કોણ રક્ષણ કરશે ? દેવતા માત્ર અને પ્રજા સમસ્તના વૈરનું બીજ નાંખી ગયા છે. હાય, હાય ! ( ફરી મૂર્છાવશ થાય છે. સખી આશ્વાસન કરે છે. પડદો પડે છે.)

---

## પ્રવેશ ૮ મો.

સ્વર્ગના દ્વાર આગળ પરિક્રમણ કરતા ઈન્દ્ર અને માતલિ.

**ઇન્દ્ર**,—આર્ય માતલિ—હવે રથને થોભાવો. હું અહિં નંદનવન આગળ કંઇક વિશ્રાંતિ લેઉં.

**માતલિ** ( રથ થોભાવતાં ),—જેવી આયુષ્માનની આજ્ઞા !

**ઇન્દ્ર** ( રથથી ઉતરી નંદનવન તરફ વળતાં),—પણ આર્ય માતલિ, જઇને લગાર નારદ ભગવાનને મોકલો, કે તેઓ

મધ્યમ લોકથી હાલમાં આવ્યા છે તે શું ખબર લાવ્યા છે. અને અગ્નિદેવ તથા ધર્મરાજને પણ તેમને પગલે પગલે જ મોકલો.

**માતલિ,**—ઠીક, આયુષ્મન્! (જાય છે.)

**ઇન્દ્ર** ( નંદનવનમાં પ્રવેશ કરતાં સ–ખેદ),—અરેરે ! અહિં પણ મને આરામ મળતો નથી. અહહઃ

૩૮

**અનુષ્ટુપ છંદ.**

પુણ્યભૂમિ વિષે જન્મ, નરદેહ સુ–દુર્લભ !
ધર્મને તપ ફળ તેનાં, તેહથી સ્વર્ગ સુલભ !
સ્વર્ગે દેવાધિદેવત્વ, છતાં ક્યાં સુખ? શાંતિ ક્યાં !
કાળક્રમણ શત્રુત્વ સર્વોપરિ! તો ભ્રાંતિ હા ! !

કહે છે કે પુણ્ય ભૂમિમાં જન્મ પામવા તે દુર્લભ વસ્તુ છે; અને તેમાંએ નરદેહ. તે પામ્યા પછી ધર્મ અને તપ તેનાં ફળ છે—અને તેથી સ્વર્ગ સુલભ થાય છે. તે સ્વર્ગમાંએ દેવાધિદેવપણું મને મળ્યું. તો પણ કાળનું ક્રમણ મારાથી જિટયું નહિ, અને શત્રુ-ઓનું શત્રુત્વ જાગતું રહ્યું, તો પછી સુખે ક્યાંથી અને શાંતિએ ક્યાંથી ? એ તો આવી ભ્રમણાજ રહેવાની ! ! ( એમ કહી નિઃશ્વાસ નાંખે છે. )

**દેવદૂત** ( પ્રવેશ કરીને ),—મહારાજ શતક્રતુ ! અગ્નિદેવ અને ધર્મરાજ આમ પધારે છે.

**ઇન્દ્ર** ( ઉત્કંઠ ),—તેમને અવિલંબે અહિં લાવ. ( દેવ-દૂત જાય છે અને બંને દેવ પ્રવેશ કરે છે. )

**અગ્નિદેવ** અને **ધર્મરાજ**,—દેવેન્દ્ર મઘવન્ પુરૂહૂત ! વિજયોસ્તુ.

**ઇન્દ્ર**,—એવ મસ્તુ ! પણ તેતો સમય આવે ત્યારેજ. પણ આપના ભૂલોકવર્તી શા વર્તમાન છે ?

**બંને**,—આપને તે ક્યાં અવિદિત છે ? બહુ માઠાજ.

**ઇન્દ્ર**,—તોપણ ? દેવ હુતાશન દુર્બળ કેમ છો ?

**અગ્નિદેવ**,—દુરાત્મા દાનવ હિરણ્યકશિપુએ ભૂલોકમાં યજ્ઞયાગ અને ઇષ્ટિ બલિ આદિ બંધ કીધું છે. તો પછી હુતાશન પણ અમે શાના અને બળ પણ અમારૂં ક્યાંથી ?

**ધર્મરાજ**,—દેવતા સમસ્ત હવણાં નિરશનતાને પામ્યા છે ! એ દુષ્ટે પુણ્યદાન અને દેવતાર્ચન પણ બંધ કીધાં છે. એટલે દેવોની તો દ્વિગુણી દુર્બળતા ! અને પાપાચરણના વધારાથી અમારા યમદ્વારોમાં અને નરક ખંડોમાં પણ તેટલી જ ભીડાભીડ છે ! કંઇ ત્રાસ થોડો નથી.

**ઇન્દ્ર** ( સ-નિઃશ્વાસ ),—હરિ, હરિ ! !

( નેપથ્યમાં. )

" નારાયણ, નારાયણ, નારાયણ " ઇત્યાદિ ધ્વનિ થાય છે.

**ઇન્દ્ર**,—શું ભગવાન્ નારદમુનિ પધારે છે ? ચાલો ઠિક થયું.

**અગ્નિદેવ** અને **ધર્મરાજ**,—હા-એમજ લાગે છે. ( ત્રણે સોલ્કંઠ ઊભા રહે છે. અંતરિક્ષથી નારદમુનિ ઉતરી પ્રવેશ કરે છે. )

**નારદમુનિ,**—ભગવન્, વૈશ્વાનર, અને દેવ વૈવસ્વત કુશળ તો છે ના ?

**સર્વે,**—એ તો હવે ભગવાનના આગમનથી સર્વ સિદ્ધ થશે.

**ઇન્દ્ર,**—દેવર્ષિ ભક્તરાજ, ભૂલોકના શા વર્તમાન છે ?

**નારદમુનિ,**—તમે તમારે ખાલી પેટમાં પગ વાળીને અહિં પડ્યા રહોને તમારે તેની કંઇ પડી છે ? તમે તો તમારા પૂજનાર્ચન અને બળિનૈવેદ્યના સરીગત ! પછી ગમે તે થાવ —બીજાનું.

**ત્રણે,**—એમ કેમ બોલો છો મહારાજ ?

**નારદમુનિ,**—તમારામાં બળ બળ્યું નહોતું, તો આટલા આગળ કોણે કીધા હતા ? સ્વર્ગ મળ્યું એટલે ચાંદલિયો ચૂંટી આવ્યા ! પણ ખબર નથી કે **क्षीणे पुण्ये मृत्युलोके भवन्ति** તે તમારી પણ અંત્યે તે જ ગતિ થવાની છે. માટે ગયું ઘર અને આવતું ઘર તો વિચારો.

**ઇન્દ્ર,**—પણ મહારાજ, કાંઇ સમજ પડે તેવું તો કાંઇ કહેશો કેની ? કૃપા કીજિયે દેવર્ષિ !

**નારદ મુનિ,**—ત્યારે સાંભળો. પેલો હિરણ્યકશિપુ હવે યજ્ઞયાગ ભાગી ફોડી અને દેવધર્મ તોડી કરી થાક્યો અને બાકી રહ્યું છે તે વજ્રકાય અને અમરસિદ્ધિ મેળવવા ઘોર વનમાં તપ કરવા ગયો છે. પછી રહેજો મંજીરા વગાડીને. પછી તો તમને મૃત્યુ લોકમાંએ પગ મુકવા માગ નહિં મળે !!

**ત્રણે,**—હેં, હેં, હેં !

**નારદ મુનિ,**—હેં હેં તે શું–હેં જ. (એમ કહી "નારાયણ, નારાયણ, નારાયણ" ધ્વનિથી ભજન ગાતા પરિક્રમણ કરતા કરતા અદર્શ થાય છે.)

**ઇન્દ્ર** (સચેત થઈને સોત્સાહ),—અરે! કોઇ છે કે દ્વારાન્તિક! ભગવાન્ કાર્તિકેય કુમારને સત્વર બોલાવો.

**દેવદૂત** (પ્રવેશ કરીને),—જેવી આજ્ઞા. (જાય છે.)

**અગ્નિદેવ,**—મહારાજ, સમય ઠીક છે. એ દુષ્ટ તપ કરવા ગયો છે તેને વિલંબ લાગશે, તેવામાં પાછું આપણે ભૂલોક આક્રમણ કરી લેવું જોઇયે.

**ધર્મરાજ,**—અને પુણ્યયજન દેવકાર્યાદિક પાછું પુનઃ પ્રવૃત્ત કરવું જોઇયે.

**ઇન્દ્ર,**—વળી એક દેવદૂતથી એમ પણ પ્રવૃત્તિ મળી છે કે દાનવરાજની પત્ની કયાધુ સ–ગર્ભા છે, તો તેનું હરણ કરી લાવવું—અને—

**કુમાર,** (પ્રવેશ કરતાં),—આજ્ઞા ભગવન્!

**ઇન્દ્ર,**—કુમાર, દેવસેના સજ્જ કરાવો, દુંદુભી વગડાવો તથા મધ્યમ લોક ઉપર પ્રયાણ કરો. હું પણ તૈયાર થાઉં છઉં. માહેશ્વર કાર્ત્તિકેય, હિરણ્યકશિપુ દાનવ જીવતો હાથ આવે તો તેને પણ પકડવો, અને તેની ગર્ભવતી પત્ની કયાધુને પણ હસ્તગત કરવી. પછી શું કરવું તે જોઇશું!

**કુમાર,**—શું કરવું તે શું! આપનું ક્યાં અજાણ્યું છે અને નવું છે? જે દિતિ–ગર્ભની ગતિ આપણે આગળ કીધી હતી તેજ કયાધુ–ગર્ભની ગતિ આજે કરવી!

ઇન્દ્ર,—ઠીક, સારે. જય જય હુતાશન દેવ, યમદેવ અને દેવ સેનાધિદેવ, જય જય. સત્વર પધારિયે સિદ્ધિ કરીને, તથા વિજય મેળવીને. જય જય.

ત્રણે—જય જય, જય જય,

( સર્વે જાય છે. )

---

## પ્રવેશ ૯ મો.

અંતરિક્ષમાર્ગે, કયાધુ અને બળાત્કારે ખેંચી જતો દેવદૂત પ્રવેશ કરે છે.

કયાધુ ( સાક્રંદ ),—આર્યપુત્ર રક્ષણ કરો ! રક્ષણ કરો ! કુલપતિ ભાર્ગવાચાર્ય રક્ષણ કરો ! રક્ષણ કરો ! કયાં ગયા તે પ્રધાન અને તે સેનાપતિ ? તે રક્ષકો અને તે સખીઓ ? હાય હાય ! !

૩૮

હા ! શી ગતિ થવી આવી નકારી !
હર હર શી આ દુભાઉં દુઃખિયારી ! હા૦
સ્વપ્નેએ વિપ્રિય કોઇનું ન કીધું—
ખરતું કુસુમ ઝડપિ ન વચ્ચે લીધું ! ! હા ! શી ગતિ૦ ૧
પુણ્ય પતિનાં અર્ધ્ધ ભાગે મળે છે !
પણ અહિંતો પાપ કોનાં પ્રજળે છે ? હા ! શી ગતિ૦ ૨
દેવ દયાળુ જિન દુનિયાં વખાણે—
પણ અરે ! આ આમ મુજને કાં તાણે ! ! હા ! શી ગતિ૦ ૩

દેવદૂત,—મિથ્યા પ્રલાપ ન કર !

કયાધુ,—શું કરૂં હું ?

એક નહિં હું આમ, બમણી મરૂં શું !? હા ! શી ગતિ૦ ૪

દેવદૂત,—દૈત્યેશ્વરિ, વ્યર્થ આક્રન્દથી શું પ્રયોજન ? મને તો મહેન્દ્રની આજ્ઞા થઇ છે કે કયાધુ સગર્ભા છે માટેજ તે સુવધ્યા છે. કારણ કે તેની સાથે સમૂળ શત્રુકુળતંતુ ઉચ્છેદ થવાનો છે. માટે તારા ઇષ્ટનું સ્મરણ કરી લે અને થા તૈયાર ! ( ખડ્ગ ખેંચી ઉગામે છે. )

( નેપથ્યમાં. )

૩૫

ગીતિ.

વિરમ વિરમ હત્યાથી, સ્ત્રીહત્યા તેમ બાળહત્યાથી—
એ નહિં દેવ તણા રિપુ, એ ૫ળથી કઇ નવીન સિદ્ધિ થવી !!

દેવદૂત ( અચકીને ),—શું આ આકાશવાણી મને આ કૃત્યથી વિરામ પામવા આજ્ઞા કરે છે ? કોણ ? એ ભગવાન નારદમુનિ ? ઠીક આપની દેવવાણી હું માથે ચડાવું છઉં—અને મહેન્દ્રને તે નિવેદન કરીશ. બાઇ ઉપકાર માનો તે દેવમુનિનો કે તેમણે તમને જીવિતદાન દીધું !

કયાધુ,—તેમનો અને તમારો બન્નેનો. ધન્ય છે, દેવ તે દેવજ અને દાનવ તે દાનવ.

( બંને આકાશમાર્ગે ગમન કરતાં અદર્શ થાય છે. અને "નારાયણુ, નારાયણુ, નારાયણુ" ની ધ્વનિવાળા ભજન ગાતા નારદમુનિ પ્રવેશ કરે છે. )

**નારદ** ( સાનંદ ),—ચાલો, ઠીક થયું. તાલ તો ઠિક લાગ્યો છે. હવે નારદી નીતિનું ખરૂં ફળ પાકશે ! આમ હિરણ્યકશિપુના વૈરોદ્‌ઘાટનથી વિશ્વદમન થયું છે ! અને પાપીનું પાપ વધારે પાકવા તેની સિદ્ધિવાંછનાથી તેને તપમાં પ્રેરી રહ્યું છે. ત્યારે બીજી તરફ દેવલોક જાગૃત થયું છે અને મહેન્દ્રે પાછું મધ્યમ લોક જીતી લેઈ રાણી કયાધુને બંદીવાન કીધી છે. કયાધુના વધ અને તેના ગર્ભસ્થ બાળકના ઉચ્છેદથી તો આ નાટક અહિં જ પૂરૂં થાત. પણ તેમને કારાગૃહમાં શત્રુના હાથમાં જોઇને વરદાન મેળવી મત્ત થયેલો દાનવ વધારે ભભુકી ઉઠશે અને વધારે ઉત્પાત કરશે. પછી જોઈ લો તાલ ! ઠીક ઠીક.

( "નારાયણુ, નારાયણુ, નારાયણુ" નું ભજન ગાતા અદર્શ થાય છે. )

**પ્રથમાંક સમાપ્ત.**

---

# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ:** સ્વર્ગલોક, ઇન્દ્ર ભવન, રાજ સભામંડપ. બૃહસ્પતિ આદિક સહ પરિવાર યથાસ્થાને બિરાજેલા છે.

ઇન્દ્ર (સાનંદ અને સવિતર્ક),–અહોભાગ્ય અમ દેવ-વર્ગનાં !

૧.

**શાલિની છંદ.**

પ્રજ્ઞા ચક્ષૂ સર્વ ચક્ષૂર્થી શ્રેષ્ઠ
નિત્યે જાગ્રત્ ઘુમતું એક નિષ્ઠ !
ના અંધારૂં અંતરાયો ન બાધે !
પૂર્ણું જ્યોતિઃ સિદ્ધિયો સર્વ સાધે !!

ભગવન્ આંગિરસ ! આપની બૃહસ્પતિ–નીતિ અમને નિરંતર જયદાયી અને ઉદયદાયી નિવડે છે. કહો, પૂજ્ય ગુરૂ, હવે શી સૂચના છે? ભગવાન્ કાર્તિકેય સ્વામિયે દાનવોનો પરાજય કીધો છે–અને મધ્યમ લોક સ્વાધીન કીધું છે.

**બૃહસ્પતિ,**—દેવ, હજૂ કાર્ય પૂર્ણ થયું નથી. ઘણું અવશેષ રહ્યું છે. મૂળ શત્રુ હજૂ મુક્ત છે. નારદ ભગવાનની પ્રેરણાથી સગર્ભા કયાધુને જીવતી રાખવામાં પણ ઉત્તમ થયું છે.

૨

### ઇન્દ્રવંશા છંદ.

ગોળે મરે શત્રુ જ્યહાં સુધી, વિષ
શા માટે હાળાહળ આપવું અરે ! ?
થાયે કૃપાભાર થકિ લજાઇને
તાબે, ન તેવા અસિ ધૂમવે થશે ! !

**ધર્મરાજ,**—વાસ્તવિક છે ભગવન્, આ કારણથી એ દાનવને વૈરબદ્ધ રહેવા માર્ગ નહિ રહે. નહિ તો,—

૩

### ગીતિ વૃત્ત.

એ અપમાન ન ન્હાનું, વૈરાગ્નિ સંધુક્ષણ હેતુ, લહું !
સ્રીવધ, રાજ્ઞીવધ, ને ગર્ભવતી વધ પાતક પણ એ વડું ! !

**ઇન્દ્ર,**—હા, હા. ત્રિશિરા બ્રહ્મવધ ની પાતક છાયા જાણે હજૂ પણ મને કલુષિત કરી રહી છે ! નારદમુનિ ધન્ય છે ભગવાન્ કે આપે અમને મહાપવાદ, પાપ પ્રસંગ, અને વૈર-સંધુક્ષણથી બચાવી લીધા ! !

**બૃહસ્પતિ,**—વળી એ પણ ઠીક થયું કે એ ભક્ત શિરોમણિયે હરિકથા કીર્ત્તનાદિથી શત્રુ પત્નીનું કોમળ હૃદય ભક્તિરસથી આપ્લાવિત કરી નિર્મળ, નિર્વૈર કીધું !

**અગ્નિદેવ,**—ભગવન્ અમે જે ચમત્કાર શ્રવણ કીધો છે

તે ખરો હશે કે, દાનવરાજ્ઞી ગર્ભભરાલસા નિદ્રામાં પડતાં, ક-થામાં હુંકારો ઉદરમાંના બાળકે આપ્યો ?

**વરૂણદેવ,**—મહારાજ, મ્હેં પણ તેમજ સાંભળ્યું છે !

**બૃહસ્પતિ,**—દૈત્યગુરૂ ભાર્ગવાચાર્ય પાસે વિદ્યાર્થે રહેલા વત્સ કચના અધિક પરિચયથી દેવી કયાધુ તેને નિરંતર પાસે જ રાખે છે–તેણે પોતે પ્રત્યક્ષ અનુભવથી આ વાત મને નિ-વેદન કીધી છે. તે ખરીજ છે.

**ઇન્દ્ર,**—ત્યારે તો નિશ્ચય તે દૈત્યબાળક સંસ્કારી થયો, અને તે કોઈ ભગવદ્ ભક્ત થવાનો !

**ધર્મરાજ,**—એમાં શો સંશય ?

**ઇન્દ્ર,**—ઠીક.

૪

રોપાયું રૂડું એ બીજ સુકાળે
રૂડેરે ક્ષેત્રે દેશે રૂડાં ફાલે ! રોપાયું૦
વાચસ્પતિને વીણાપતિ જેવા
જ્યાં બીજદાતા, ફળે ન શું મેવા ! ? રોપાયું૦

વળી સંજીવની વિદ્યા સંપાદક, અને કોઇ પણ મોહિનીને અભેદ્ય, વત્સ કચની પણ ત્યાં યોજના ઠીક કીધી છે. પણ (સ્મ-રણ પૂર્વક) ! ભગવન્ હજૂ પણ ત્રિલોકી નિષ્કંટક કરવા સારૂ યોજના અવશેષ રહી છે તે સૂચવિયે !

**બૃહસ્પતિ,**—દુર્ઘટ તપમાં હિરણ્યકશિપુ તલ્લીન છે ને તેનું પૂર્ણ થશે અને તે વરદાન મેળવશે એટલે પછી તે અભેદ્ય અને અજેય થશે.

**કામદેવ,**—ત્યારે, એમજ ના કે એ તપનો ભંગ કરવો ! ભગવાન્ સહસ્ત્રાક્ષ આજ્ઞા હોય તો જે કાર્ય કુમાર અને દેવ સેનાથી અવશેષ રહ્યું તે હું ગંધર્વ અપ્સરા દળથી પૂર્ણ કરી આવું.

૫

અતનુ પ્રતનુ બાણુ ભેદે વજ્ર હૃદય એ !
શલ્ય શર ન કાર્ય કરે કુસુમ અમ અર્થે ! !
નહિ ધનુષ્ય તોય રમણી ભ્રૂકમાન છે !
ભાથા શાને ભરવા કુટિલ દૃષ્ટિ બાણુ છે !
થન થન થન નચવે ન હૃદય શાનું નિશાન એ ! અતનુ૦

અને મોહિની છળિત અસુરને છળવા એમાં શું વિકટ છે ?

**કુમાર,**—પુષ્પધન્વન્ ગર્વ ન કરો ! જ્યાં દેવતાઓની વીરશ્રેણિ પ્હોંચી શકી નથી, ત્યાં તમારી યોષિતાદિ મંડળની શી ગતિ ? જોજો બીજો ઉગ્ર તપસ્વીથી અનંગત્વનો પ્રસંગ ન આવે !

**ઈન્દ્ર,**—નહિ, નહિ, મને ભગવાન્ મીનકેતનની ખાતરી છે. કેમ ગુરૂદેવ આપ શું ધારો છો ?

**બૃહસ્પતિ,**—નિઃસંશય આ સૂક્ષ્મ અને કોમળ કાર્યને માટે ભગવાન કામદેવ અને તેની સેના જ યોગ્ય છે.

૬

ઇન્દ્રવજ્રા છન્દ.

જે કાર્ય સાધી ન શકે પ્રચંડ,
શસ્ત્રાસ્ત્ર, શાસ્ત્રાદિ કળા અખંડ,—
નેત્રે કહિં કોણ અગ્રે મુચંતું
કાઢે શળી તારવિ તે અચિંત્યું ! !

ઇન્દ્ર,—ભરત મુનિ, આજે તમારા સંગીત-વેદનો પ્રભાવ જોવાનો છે, ત્યારે થવા દો !

**ભરત મુનિ,**—અસ્તુ. (સંજ્ઞા થતાં જ ગંધર્વાપ્સરાગણ અદ્ભુત પ્રવેશ કરી મંડળાદિ ભ્રમણમાં નૃત્યગીત કરે છે.)

**અપ્સરાદિક,**—

૭

દેવ આજ્ઞાથી, સ્મરસંજ્ઞાથી
આજ સમરે ચડું સાર,
થેઇ થેઇ કાર, કરૂં જયકાર ! દેવ૦

નૃત્ય ગીત તણા પ્રયોગે, શસ્ત્ર ગજાવું શુદ્ધ;
આનંદ આનંદ રેલી ફેલી હરિ લઉં અમ બુદ્ધ.

પશુ-પર, હનુ-વર, રસભર, સુંદર
સત્વર સરકું, તપપરથી સરરરરર ! દેવ આજ્ઞાથી૦

તનનન તનનન તાન બજાવું, ગાવું ઘોર ધ્રુમાવિ
ધ્વનિ ધનનન ધનનન

થનનન થનનન થેઈ થેઈ થેઈ સાન માને
કરૂં કંઇ સનનન સનનન

અતિબળ, ઉજ્જવલ, ચિત્તકળ, ચંચળ ચપળ નચવું
નચવું ફરરરરરર ! દેવ આજ્ઞાથી૦

ઇન્દ્ર,—ધન્ય છે ભરતાચાર્યના ઉત્તમ શિક્ષણને અને વિધાતાના રૂપાદિપ્રદાનને ! આથી પાષાણાદિ દ્રવીભૂત થાય તો ચૈતન્યની શી નવાઇ ? ભગવન્ પુષ્પાયુધ, શિઘ્ર પ્રયાણ કરો ! ( એટલામા છિંક આદિથી માનશુકન થાય છે. અને "નારાયણ નારાયણ નારાયણ" ની ધ્વનિનું ભજન લલકારતા નારદમુનિ પ્રવેશ કરે છે. સર્વ નમન કરે છે. )

કામદેવ,—દેવર્ષિ, આપને સૂચિત માર્ગેજ જવા ક્ષેમ સમજું છઉં. શી આજ્ઞા છે ?

**નારદમુનિ,**—ત્યારે તો સીધે સીધા ઘેરજ આવશો. ચાલો હું તમને દાનવેન્દ્રનું તપોવન બતાવું. ( એમ કહી "નારાયણ" આદિના તાન સહ અપ્સરાદિક અને કામદેવ સહ વર્તમાન પરિક્રમણ કરે છે. )

ઇન્દ્ર,—ગુરૂદેવ, બહુ શ્રમ થયો. હવે સભા વિસર્જન થાવ.

**બૃહસ્પતિ,**—એવમસ્તુ.

( સર્વ જાય છે. )



## પ્રવેશ ૨ જો.

**સ્થળ:** તપોવનનો એક ભાગ. વિદૂષક વિચિત્ર વેષાભિનયથી પરિક્રમણ કરતો પ્રવેશ કરે છે.

**વિદૂષક,**—અચ્યા આવળા, તારી તે ક્યાં કમબખ્તી લાગી કે તું આ ભૂતના ભાઇને પાલવે પડયો! નથી અહિં ખાવાનું કે નથી કંઇ પીવાનું, નથી પૂરૂં સુવાનું કે મ્હાલવાનું! છે માત્ર એક અહિં જંગલમાં રોવાનું, કે જ્યાં બૂમો પાડિયે તોએ કોઇ સાંભળે કે કરે!

૮

ક્યાંથી આવ્યો આંહિરે, તું ક્યાંથી આવ્યો આંહિ,
કરવા કોઇ બવાઇરે, ભાઇ ક્યાંથી આવ્યો આંહિ.
જાણ્યું ઝાઝાં ફળ ઝટપટશું, પણ છે અહિં નહિં કાંઇ:
ઝરણાનું કાલું કસાણું પાણી મળે તો મ્હોટી નવાઇરે.
અલ્યા ક્યાંથી૦

રડતાં રવડતાં પાર ન આવે ઝાડી ઝુંડે સંતાઇ,
આઘો પાછો જા તો કોળિયો કરશે મીનીનો મસિયાઇરે.
ભૂંડા ક્યાંથી૦

પણ વળી ઘેરે શું સુખ બળ્યું હતું! બટાણીએ માથાનાં મળ્યાં છે.

૯

અવછરા જાય અંજાઇરે, મારી ગોરી ગુણિયલ ગધાઈ—
અવછરા જાય અંજાઈ.
આંધળિ બ્હેડાં ફોડે આથડતાં રૂપ શી સુઘડતાઈ
ગંધાઈ ગાઉથી લટિયાં લડબડે
દહાડે ધોરે ભરી આંખ શી ચીબડે
મારા રડયા, મારા પીટયા, ઘૂઘવે મીનડી
ચીબડી, કાબર, કોણુ કરે સરસાઈ,
એ તો મારી પેલા જનમની સગાઈ, વધાઈ છે
અવછરા જાય૦

લાલ ચાવળા તારે કાંઇ તાલ ઓરજ છે. ઠીક ત્યારે ધડીક—

૧૦

લટક, મટક, ચટક, પટક આમ નાચિયે ખુંદિયે !
લપ્પસ, ધપ્પસ, ડફ્ફસ, સપ્પસ, નામિયે, રમિયે ફૂમિયે—લટક૦
નથી અહિં કોઇ ભાગ પડાવા
નથી અહિં કોઈ લાડ લડાવા
આવા આવા અવનવા ઠુચકલા આપ કરંતા ઝઝુમિયે ! લટક૦

રાજ્યમાં રહીને એ વળી શું કાંદો કાઢવાના હતા ? બ્રાહ્મણભાઈ પડયા તે ભૂલે ચૂકે કંઇ દક્ષિણા મંગાઇ કે આડી તેડી જીભડી વલવલી કે પછી વગર મોતેજ મંડાઇ તો ! અને ત્યાંથી છુટી કોઇ દેવળના સકંચામાં આવ્યા તો પછી મીનીબાઇને મ્હોએજ ઉંદરજી ! આમ બ્રહ્મરાક્ષસને તો આમે મ્હો-

કાણુ ને આમે મ્હોકાણુ! શુક્રાચાર્ય મામાની સગાઇનું આખરે આ ફળ કે આમ આફળવું! મને તો પોતાનો અંગનો કરી મહારાજ પાસે મુક્યો છે. પછી આપણી હિકમત ક્યાં કમી છે કે આપણા વિના મહારાજને ચાલે?

( નેપથ્યમાં ગડબડાટ સંભળાય છે. )

**વિદૂષક**—(સાંભળીને ચમકીને),—ખાધોરે મારા બાપ, નાશ બચ્ચા. જઈને ઉભો રહે હિરણ્ય પ્રભૂની છાયામાં. ઝાડ ફળ ના દે તોએ કાંઈ શીળામાંથી જાય?

( એમ કહી પરિક્રમણ કરે છે. )

---

## પ્રવેશ ૩ જો.

તપોવનનો બીજો ભાગ. ઉર્વશી અને પાછળથી રંભા, મેનકા અને બીજી અપ્સરાઓ પ્રવેશ કરે છે.

**ઉર્વશી** (સાનંદ),—શી વસંતાવતારની ખુબી છે? ખરે જ એ યોગીઓના યોગ છોડાવે અને ધ્યાનીઓના ધ્યાન મુકાવે!

૧૧

ખીલતાં ખૂબ વસંત, મજા શી?
ખીલતાં ખુબ વસંત૦
વન વન તરૂ તરૂ નૂતન પલ્લવ મધુરાં
કુસુમ શાં ધરંત? મજાશી? ખીલતાં૦

દક્ષિણુ અનિલ લહરી લપટી રહ્યો
ઝરણાં રણકતાં ઝુલંત ! ! મઝાશી ? ખીલતાં૦
જડ પણ ચેતન નવલાં દીપે, ચેતન રસથી
રેલંત ! મઝાશી ? ખીલતાં૦
યોગિ વિયોગિની દ્રઢતા ધિરજ છુટે
હરિ હરિ ગોગ ચહંત ! મઝાશી ? ખીલતાં૦

સ્વર્ગમાં તો સદૈવ વસંત છે—પણુ આ મધ્ય લોકના વિરલ વસંતની બહાર ઓર જ છે !

**મેનકા** (પ્રવેશ કરીને),—અલિ ઉર્વશી, તું અહિં શું હિંડોળે હિંચકી રહી છે ? કોઈ બીજા પુરૂરવાને ચિંતવે છે કે ?

**ઉર્વશી**,—નારે સખી, હું તો તારા રાજર્ષિ વિશ્વામિત્રને તારે માટે ખોળું છઉં.

**રંભા** (પ્રવેશ કરીને),—કેમ બ્હેનો, આ તો હિરણ્ય દૈત્યેન્દ્રને વરવાની સ્પર્ધા ચાલી રહી હશે ?

**બંને**,—જ્યાંસુધી રંભોરૂ રંભા સખી છે ત્યાંસુધી કોણુ બીજનું, કોને ભાગ આવે તેમ છે ?

**બીજી અપ્સરાઓ** (પ્રવેશ કરીને),—ઠીક, ત્રિમૂર્તિ અપ્સરેશ્વરી, મહેન્દ્રનું કાર્ય કરવા તો અહિં ઠીક આવી છો—અને તે કરો છો પણુ ઠીક.

૧૨

ઠીક રે ઠીક સખીઓ સાહેલીઓ,
ગાવોજી, ગાવોજી, ગાવોજી, ગાવોજી,
સુંદર તાન ઉડાવો રસીલીઓ ! ઠીક રે૦

**રંભા અને મેનકા,—**

આવ રંગીલી, ઉમંગીલી, રસવેલી,
અલબેલી, વેલી નવેલી લે લ્હાવ,
થેઇથેઇકારે, રણુઝણુકારે, વસંત બ્હારે,

**ઉર્વશી,—**

ઠીક, ઠીક, ઠીક, ઠીક!
નાચ કંઈ નચાવો, આવો, આવો, આવો,
આવો, આવો! ઠીક રે ઠીક૦

( નેપથ્યમાં. )

આમ આમ સુંદરીઓ, મૃગયાતુરો તમારો શિકાર આમ છે.

**અપ્સરાઓ** ( સાંભળીને ),—અહો આ તો વીર કુસુમાયુધ આપણને આપણા લક્ષ્યને ઉદ્દેશીને આમંત્રણ કરે છે. જુઓ આમ આ દૈત્યેન્દ્ર તપશ્ચરણમાં દૃઢાસન વાળી ધ્યાનસ્થ છે તેને આપણે ચળાવવો છે. ચાલો ત્યારે સખીઓ એમ ચાલો.

( સર્વે પરિક્રમણ કરે છે. )

---

## પ્રવેશ ૪ થો.

**સ્થળ:** તપોવનનો ત્રીજો ભાગ. ધ્યાનસ્થ તપસ્વી હિરણ્યકશિપુ યોગ મુદ્રાથી બદ્ધાસન છે. વિદૂષક ત્યાં ઝોકાં ખાતો બેઠો છે. કુંજ મંડપમાં રસાલ વૃક્ષથી પુષ્પ ધનુષ્યમાં શરસંધાન કરતો કામદેવ છે અને દૂરથી ગંધર્વ અને અપ્સરા વર્ગ પ્રવેશ કરે છે.

કામદેવ ( શર સંધાન પૂર્વક ),—

૧૩

ઉપેન્દ્રવજ્રા છંદ.

અમોઘ આ બાણુ સદા જયંત
વિંધો સિધું લક્ષ્ય પ્રભા જ્વલંત!
ઉમેશ યોગીન્દ્ર ચળ્યા ઝપાટે
શકે શું તો દૈત્ય ટકીવ ધાટે ! ! ?

ના, ના એમ બનેજ નહિં. ( બાણુ નિષ્ફળ જતાં ) પણ આ શું ? આ પ્રથમજ પરાભવ ? ( પુનઃ સોત્સાહ ) ફિકર નહિં. ક્યાં ગઈ તે સુંદરીસેના, સત્વર ચડાઇ કરો !

અપ્સરા ( નૃત્યગીત પૂર્વક ),—

૧૪

જુઓજી જુઓજી રસિયા આ શી રસરેલ વહે !
વસંત બહાર ખીલે છે સઘનવન
આનંદ આનંદ બધે કેલિ હેલિ શિ એ !

જુઓજી૦

ચાર દિવસનું ચાંદરણું જે
ભોગવ્યું તે સુખકાર–કેલિ હેલિ શિ એ !

જુઓજી૦

કુંજના વિહારી રતિરંગના વિહારી
લહો મજાહ આ અપાર–કેલિ હેલિ શિ એ !

જુઓજી૦

**વિદૂષક** ( સસંભ્રમ ),—આ વળી બલાઓ ક્યાંથી આવી? મિત્ર હિરણ્ય દૈત્યેન્દ્રને તો કંઇ થનાર નથી–પણ આવા રૂપાળા રઢિયાળાને ભ્રુચકી જશે તો મારી તો બ્રાહ્મણી ભટાણી રંડાશે ! ( એમ કહી કંઈ ઝાડીમાં છુપાઇ જાય છે. )

**કામદેવ,**—અહહઃ શું ધ્યાનસ્થ છે? હજૂ પણ ચળતો નથી. હવે તો અપર બ્રહ્માસ્ત્ર આ મોહાસ્ત્ર મૂકું ! દેવાંગનાઓ પુનઃ આક્રમણ કરો ! જય જય મોહમાહાત્મ્ય !

**અપ્સરા** (પુનઃ નૃત્યગીતથી),—

૨૫

મોહન રસિક રંગ ઝીલો

છોડો જપ, તપ, ઝપ સેવો આ અનંગ—રસિક રંગ૦

જોબન ઝળહળ જાય સલૂણું જાણે કો જળના તરંગ
શોભા પ્રભા ગુણ રસની એ માધુરિ શાની સદાની અભંગ?
રસિક રંગ૦

મળ્યા કે મળિશું, હસીશું ખેલીશું ભરિ હઇડે ઉમંગ
હાર હરિ વીજળી ઝબુકે ઘડી પળ લ્હેજત પછી અંધારૂં અપંગ!
રસિક રંગ૦

**રંભા** ( સામર્ષ–ખેદ),–હાય, હાય ! બળ્યું ! આ તો આડી નજરે નથી કરતા !

**મેનકા,**—હા, હા. જોની સખી આંખ પણ ક્યાં ઉઘાડે છે !

**ઉર્વશી,**—શી એક ધ્યાનમાં ઢાળી દીધી છે !

**બીજી અપ્સરાઓ,**—અરે દાનવને તે ધ્યાન કેવું? ચાલો ફરી ચડાઇ કરિયે.

**બધીઓ,**—હા, હા. ચાલો. (વધારે મસ્તીથી ફરીથી નાચે છે અને ગાય છે.)

૧૯

જાગોજી, જાગોજી, જાગો ઉમંગે,
ઉમંગે, ઉમંગે, ઉમંગે, ઉમંગે. જાગોજી.
ધ્યાન ધરી કોને જુઓ રસિકવર
અમને ભૂલો કાં પીડિતને અનંગે,—
હાં રમો રંગે, પૂરા ઉછરંગે, દેવાંગના સંગે!
જાગોજી૦ ૧
હાં, હાં સમજ્યું હવે એ તો બકધ્યાન છે,
છોડી લપટાઓ મનગમતા પ્રસંગે
હાં ઝુમો જંગે, ઝીલો તરંગે, સ્મરના કઇ બંગે!
જાગોજી૦ ૨
ભલે કરો તપ, સુખવો ન પૂરાં
હા લ્હેર્જો ઝળકાવો, હા અર્ધા, કુઢંગે,
સંકોચી અપાંગે, કટાક્ષે દગંગે, અભંગે!
જાગોજી૦ ૩
ક્યાં તરસ્યાં તરસાવો, કાં ભૂખ્યાં ભૂલાવો
કાં વિંધ્યાં રિબાવો, ફુખાવો સર્વાંગે,
હાં, હાં, કૃશાંગે, બિંધો ફરિ સાંગે, ઉડાવો સુરંગે!
જાગોજી૦ ૪

અપ્સરાઓ ( સનિરાશ ),—અરેરે ! બધુંએ પાણીમાં ! મહેન્દ્રને શો ઉત્તર દેઇશું ?

( નેપથ્યમાં ઘોર ગંભીર નાદ થાય છે તેથી દાનવી માયાના ભયથી ગંધર્વાપ્સરાદિ ચકિત અને નિરાશ થઇ અદર્શ થાય છે. )

( આકાશવાણી. )

વત્સ હિરણ્ય દૈત્યેન્દ્ર ! તારી મનઃકામના પૂર્ણ થાવ. તારા તપશ્ચરણથી હું અત્યન્ત પ્રસન્ન થાઉં છઉં. હું તને વરદાન દઉં છઉં કે તને તારી મનઇચ્છિત સિદ્ધિ પ્રાપ્ત થાવ !

વિદૂષક,—( ઝટપટ હાંફળો પ્રવેશ કરીને, ઉંચું નીચું આજૂબાજૂ જોતો ખોળો પાથરીને ),—અને કંઇ મને ? ધધધધ આ ડુંગરામાં અને દરિયામાં વરસાદ અભર્યાં ભરે, અને હું ખાઓચિયું તો ખાલીને ખાલીજ ! ( મન વાળતાં ) પણ હશે ! પાડોશીને હશે તો કોઇ દહાડો આપણનેએ લાભ છે. એવમસ્તુ ! હવે વયસ્ય આ તપલોક મૂકી મધ્યલોકમાં સિધાવશે તો આપણે કાંઈ ઘરભેળા અને બાઇડીભેળા થઈશું ! અને મોદક ઉપર પણ દોડ થશે.

( પુનઃ આકાશવાણી. )

વત્સ, હવે સત્વર રાજનગર જઈ પુત્ર મુખાવલોકનનું મધુર સુખ અનુભવ. તે તારો અને તારા કુળનો ઉદ્ધાર કરો ! !

વિદૂષક,—તથાસ્તુ. હશે તો મ્હોમાં પાણી આવે છે. કાસણ કે ખાંચે પકવાન્નો ઝાપટવાની ઘડી આવે છે. ચાલ રામ.

વયસ્યને જઇ મળું. નહિં તો એ એના હરખમાં ને હરખમાં મને અહિં ભૂલી જશે તો આપણું કાંઇ ઠેકાણું એ નહિ પડે! (એમ કહી ઠુહકા મારતો પરિક્રમણ કરે છે. પડદો પડે છે.)

---

## પ્રવેશ ૫ મો.

**સ્થળ:** દાનવ રાજ્યનગરનું એક પાદર.

**ચુંથા પટેલ** (હરખાતા હરખાતા નાચતાં),—

૧૭

થિયોસે હુવળો હુકાળ, હુખડલાંનો થિયોસે—
નારે મારે કોઇ, પીટે ન કૂટે નારે શપાઇ દે ગાળ—
વેઠ મટી, ને વળાવા ના જાવાં, ખાવાં હાકર ઘાંને શાળ!
થિયોસે૦
હારાં ચરે ચિંગાં, હુખે હરે ફરે, નહી ચોરી ચાડી કે કાંઇ આળ!
માગ્યા મેહુલિયા વરહે મલપતા, કોણ કેહેસે જે દકાળ—થિયોસે૦

**પાંચલી** (પ્રવેશ કરીને),—

૧૮

વાહ વાહ રે વાહ
પટલ ખિલ્યા સે આહ,
નહીં રહતો ને રાહ.
નહિ ઘરના, નહિ વર આ દેહ્યા સહ્યા સમકાળ—

મૂં઼ુ બાળ,
ન ઢંગ ઢાળ,
શા રેઢિયાળ,
ભટકે આંહ ? વાહ ! વાહ વાહ રે૦

**ચુંથા પટેલ** ( પાંચલીને જોઇને વધારે આનન્દમાં ),—

૧૯

મારી પોંસલી પટલાણી,
જણાણી, તણાણી,
મે' આણી, નાતરાની,
બહુ વ્હાલથી બોલાવું, ડોલાવું, બહુ મજામાં રાણી
બહુ વખાણી,
ચખાણી,
ખિસડી દાંતે તણાણી
સડે માથે શું વાહ ! વાહ ! વાહ વાહ રે !

**પાંચલી** ( લાડથી ટપલા મારતાં ),—મારા પીટયાને ગોણું બહુ આવડેસે ગોણું ! કૅામ બૅામ તો નૅામ ની' મરે—ને શેતર બેતર તો દીકાંસેજ કુણે !

**ચુંથા પટેલ**,—વાહ, વાહ વાહરે વાહ ! એમ ગાળો હું કાઢેસે ગાળો અને વળી મારેસે હાની જે. શેતર હું નથી જતો તો તારો બાપ જાય સે. સાની મર રે સાની ! નહિં તો ભુડામાં ગબ દેતે ને દેવા.

**પાંચલી** (સામી મારતાં),—એ તો કહેવાય નહિ! જો રડયા આમ દેવાય. લે-લે.

**ચુંથા પટેલ,**—લેતી જા. લેતી જા, લેતી જા. હવે હુમજીના.

**પાંચલી,**—ચાલો થિયું. હવે ગગી પાંચ વરહની થવા આઈ. તેનું કંઇ જોયું બોયું?

**ચુંથા પટેલ,**—હું જોવાનું સે જે!

**પાંચલી,**—ઇનો વેવાહ કરવો સે વેવાહ. મોહુમ તો ઢુંકડી આવે સે ઢુંકડી.

**ચુંથા પટેલ,**—હોવે, ચાલ તાણે જઉં. પણ કેહે કાંહાં જઉં?

**પાંચલી,**—આપણી નાત જાતમાંસ્તો-કોઇ હારો દહબાર વરહનો વર તીને કાજે જોઇ લાવો.

**ચુંથા પટેલ,**—બેશ. પણ અલી દહબાર વરહનો એક ના મળ્યો તો પાંચ પાંચ છો છોના બે કે તણ તણ ચાર ચારના તણ ચાર જોઇ મુકુંને?

**પાંચલી,**—બળી રે તમારી અકલ. ચાલો ઇમ તો ઇમ. તમારામાં બે કોક બુધી ઓસીસે તે હું પણ હુંથા પટલ, ભુંડા પટલ, હુંઠા પટલથી ઘરગણું કરૂં સું-જઉં સું. (જવા માંડે છે.)

**ચુંથા પટેલ,**—અરે ઉભી રે' ઉભી. કોંહોં જાયસે? આટલે વરહે હવે મનખાના કાંકરા કરવા બેઠી સો? ઉભી રે'-ચાલ ત્યારે ગોર મહરાજને બોલાવું. ઓલ્યા બામણાનેસ્તો. આપણા પાડોહમાંજ સે. (પડદા પાસે જઇ બોલાવે છે.)

અરે ! ગોર–ગોર ! એ ગોર ! હું નહિ બોલે ? બૂંડું લાજ્યું બૂંડું. ત્યારે હાંભળ અરે ખોંડ ખોંડ, ખોંડ ! આ હાકર હાકર હોત...ના ના મધ–મધ–એ હરેડીના હાંઠા, હાલ્યને હાલ્યરે મારા દુર્બળ પંડયા, મારા બુઢિયા મહારાજ.

**ગોર** ( પ્રવેશ કરીને ),–યજમાન કલ્યાણ ! કલ્યાણ !

**ચુંથા પટેલ,**—ગોર દેવતા પાટલે બાઈ, પાટલે બાઈ–અરે ભૂલ્યો પાયે લાગું ( એમ કહી પગ પકડીને ખેંચે છે ).

**ગોર,**—અરે ! દૂર જા જંગલી. ( પટેલાણી તરફ ફરીને. ) બાઇ અખંડ સૌભાગ્ય રહો.

**પાંચલી,**—મહરાજ એ તો ઠીક કર્યું:–હવે શાની ફકરસે. પટલ, પટલ હવે તો મને ગોરદેવતાએ સુટી આપી સે ! જોજે પસે વાત !

**ચુંથા પટેલ,**—આ વળી બામણું આવું ચ્યોંથી આચું, મારૂં ઘર મારવાને તે ? ઉં:–ઉં:–ઉં:–

**ગોર,**—પણ મને કેમ તેડાવ્યો હતો ?

**પાંચલી અને ચુંથા પટેલ,**—આપણી ગગીનું વેશવાળ ખોળવું સે તે તમે જઇ કોઇ હારૂં ઠામ જોઇ આવો.

( નેપથ્યમાં. )

અડે ગોડડેવટા–ગોડડેવટા એ કયોં ગયા ?

**ગોર** ( સાંભળીને )—વળી એ પાછું કોણ આવ્યું ? ( હુમકાશાને પ્રવેશ કરતા જોઇને ) અરેરે આ કોઈ કટ તગારૂં અહિં ક્યાંથી આવે છે ? હેં ?

**ઠુમકાશા** ( મનમાં ),—હાલ લગનસરા આવે છે ને ટે ચુંઠા પટેલને ટાં બઠાયા હશે. ( જોઇને. ) હાય, હાય આરા આ મુઆ. હીઃ હીઃ હીઃ હીઃ ( હસે છે. )

**ગોર,**—કેમ ઠુમકાશા અત્યારમાં ક્યાંથી–કાંઇ શેઠાણી સાથે નથી.

**ઠુમકાશા,**—હીઃ હીઃ હીઃ હીઃ ગોડ માહાઠાજ મસકેડી સું કડો છો મસકેડી ? શેઠાની વના ટે ચાલે, એરા અમઠા પગલે ને પગલે, ના માઠે ને માઠે જડયાં છે. લો આ આવ્યાં.

**વીજળી શેઠાણી** ( અર્ધા ગુસ્સામાં ),—શેઠને કાંઇ ભાનભાન છે. મૂળ તો હીણુ કમાઉં અને મોડા ઊઠયા. ધંધો બંધો મળે નહિ–અને કાળા અક્ષરને કુટી મારે. ધંધામાં ધંધો અને તાળિયો બધો અમારા ઉપર. આ મ્હોટી કીકી અને વચલી કીકી ના હોત તો કેમ નભત. પણુ એના લીધેલા પૈસાના પણ ખુરદા કીધા. બધા વાટી ખાધા. હવે આ એક ન્હાની કીકી ઉપર આવી અડયું છે.

**ગોર,**—કેમ શેઠાણી કોને ખોળો છો ? શા વિચાર ચાલે છે ?

**ચુંથા પટેલ,**—હેઠને ચ્યાં વિહરી આયાં હેઠને ?

**વીજળી શેઠાણી,**—બળ્યું પટેલ અને ગોર મહારાજ ઠઠ્ઠા શું કરતા હશો ? અહિં કંઇ એમને જોયા હતા ?

**પાંચલી,**—બૂન ઓમ જુઓ એમ. ઓહ્યાંજ તમારા મોટીને ?

**વીજળી શેઠાણી** ( પાંચલીને ),—હા. બ્હેન, હા. કેમ બેઠાં? છોકરાં સાજાં તાજાં તો છે ને? ગગી હવણુંની કેમ જણાતી નથી.

**પાંચલી,**—ઠેંગલો રમવા ચાલી ગઇસે. હવણું તો એના વેવાહના વચાર ચાલેસે.

**વીજળી શેઠાણી,**—પણ હજૂ એ કયાં મ્હોટી છે? અમે એ અમારી ન્હાની કીકીના એવાજ ઘાટમાં છઇયે.

**પાંચલી,**—ઓહોને વળી તમારી કીકી તો ભડભાધર થઇને? એ વળી એકાક વરહે મ્હોટી હોહે?

**વીજળી** ( પોતાના ધણીની પાસે જઇને ),—મકું, સાંભળો છો કે? ચાલો ગોર મહારાજ અહિં મળી ગયા તો અહિંજ કહી દોને ચુંથા પટેલ કયાં પારકા છે? વળી તેમની એ સલાહ કામ લાગશે. એથી ચાર ભલા અને આતો પાંચ થયા એટલે પંચ ત્યાં પરમેશ્વર.

**ઠુમકાશા** ( મકલાઇને ),—હીઃ હીઃ હીઃ હીઃ ડાહીડે માડી ડીકડીઃ—અડે ભૂલ્યો જીભ ઓમને ઓમ ચડવડ ચડવડ ઠાય છે. ડાહીડે માડી મીઠડી! ટું મને ના મલી હોટ ટો માકું ઘડ કેમ નાભટ?

**વીજળી શેઠાણી,**—બસ બહુ થયું તમારો બધો અકલનો ખજાનો અહિં ખાલી કરી ના નાંખો. હજુ ઘણીવાર જોઇશે. ( ઠુમકાશા હીઃ હીઃ હીઃ હીઃ હસે છે. )

**ગોર,**—કેમ શેઠાણી, અને કેમ શેઠ શું ધાર્યું છે?

**શેઠાણી,**—ધારવું તો શું ? આપણી ફીકીને માટે ઉપરા ઉપરી માગાં તો આવે છે પણ આપણું મન માને ત્યારે કની ? પેલા મખ્ખી ચુસશા તો વાડમાં વરસી મુઆ તે કહે કે હું તો પાંચ હજારજ આપું. અને પેલા કંજુસચંદ તો સાત આઠથી આગળ વધતા નથી. ત્યારે કેમ ફુલચંદ દુલચંદ દશ હજારના તોડા ગણવા તૈયાર છે તેમને ત્યાં કરીશું ?

**શેઠ,**—મેડ કે મેડ. એ ઠચરાને આપની કુમલી ફીકલી ? વનમાંહી નિકલીને સઠપણુ મૂયકાં અને તેડમાં ચાયલા અને પૂરાં પંચોતેડ તો ઠિયાં. મડવાને ટો ભોંય હુંધે છે ભોંય. હીઃ હીઃ હીઃ હીઃ એમ ટે ઠતું હોસે ?

**પટેલ,**—નીકર આટલા બધા તે શેઠ તમને કોણ દેવાનો ? કાકો ?

**પટેલાણી અને શેઠાણી,**—હાસ્તો.

**ગોર,**—અમને તો જે કહેશો તે પાપી પેટને માટે આ આસુરી અમલમાં કરીશું. અમારે શું ?

**શેઠાણી,**—શેઠ તો ગાંડા છે—સમજતા નથી. ઘરમાં કેમ ચાલે છે તેનું તેમને ભાન છે. બીજું કોઇ કોઠીએ બાજરી ભરવા આવતું નથી. અને ધર્મ કર્મને તો સમજ્યાં. યથા રાજા તથા પ્રજા. બીજા વેપાર રોજગાર પડી ભાગ્યા તો આપણે આજ રોજગાર. જાઓને મહારાજ તમે કંકુનાં કરોને ફુલચંદ શેઠનો ઘાટ ગોઠવોને.

(નેપથ્યમાં.)

અરે ગોર મહારાજ, ગોર મહારાજ, ક્યાં છો આજ પેલાં સીમંતનાં તેડાં કરવાં છે તે ક્યારે કરશો. પછી ખોળા ભરવાનો, આમેરૂં કરવામાં વખત જાય છે.

ગોર,—અરે ! આ આવ્યો. વાર નથી.

( નેપથ્યમાં ફરીથી. )

અરે દુર્બળ પંડચા, દુર્બળ પંડચા—ચાલો ચાલો શું ઉંઘણસી બન્યા છો. અમારે ત્યાં બડવો રૂડો વાળવાની વેળા વહી જાય છે—ચાલો વેહેવાઇ ચાંલો કરવા આવ્યા છે. ચાલો સગાં વ્હાલાં રણાં સણાં ને જલદી તેડી આવો.

ગોર,—વા...રૂ. હું તે સાળો મરૂં ? કેટલે ઠેકણે પ્હોચું ?

( નેપથ્યમાં. )

ગોરકાકા, ગોરકાકા, અમારા મસિયાઇનું શ્રાદ્ધ સરાવવાનું છે. અને વળી આ અકરા કેર મરણામાં નાતનાં સાત દહાડાના સાતેલિયાનાં નોતરાં દેવાનાં છે. વ્હેલા આવ.

ગોર ( આખરે ચિડાઇને ),–હવે તો ગોરના કકડા કરવા બાકી છે, કકડા. આ આ આવ્યો. પટેલ પટેલાણી અને શેઠ તથા વીજ્યા શેઠાણી જાવ બે ફિકર રહો હું તમારી પેરવી ઝટ કરી નાંખું છઉં. ( ચાલતાં ચાલતાં ) લ્યો હવે મારૂં ઘર આવ્યું. આવજો સારે માટે રોજ બોલાવજો ગભરાશો નહિ. હું તૈયારજ છઉં. ( બીજાં જાય છે. )

ગોર ( સવિતર્ક અને સખેદ ),–અરે રે ! શો જમાનો આવ્યો છે—અને અમો બ્રાહ્મણોને શાં ન કરવાનાં કરવાં પડે

છે? આમ આ સત્યયુગમાં રાક્ષસ રાજ્યમાં છે તો આગળ કળિયુગમાં મ્લેચ્છ રાજ્યમાં શું નહિ હોય?

૨૦

તમાશા, તમાશા, તમાશા રે
 જૂની આંખે નવા જોઉ તમાશા!
હાય હાય રે! નવા શા તમાશા!! જૂની.
 ધર્મ કર્મોના થયા ઘોટાળા,
 ભાગી ભાગળને પેઠાં ખોટાળાં,
ઢોંગ ધતિંગો વૃધ્યાં નવાં શાં રે? જૂની. તમાશા.
 વર્ણાશ્રમના ચીલા સૌ તૂટ્યા,
 સોળે સંસ્કાર લિંસોટે લસૂંટ્યા,
પુણ્ય પરવારી પાપો થવાં શાં રે! જૂની. તમાશા.
 ગળે ઘાલી વરે'ડું વળાવે,
 બ્રહ્મચારી શા? ઝટ્ટ પરણાવે!
જગ્યાં જગ્યાં તે ગાંઠી દેવાં શાંરે!? જૂની. તમાશા.
 એ તો કણબીનો કહેવાય કૂબો,
 એક મૂઓ કે બીજો છે ઊભો!
ન્યાત નાતરિયે સઘળાં જવાં શાં રે? જૂની. તમાશા.
 વેચે દિકરી દૈત્યો લે શું જાણું?
 પુત્ર પેહેરામણીએ એ જાણું!
સમજી સરખાં સુખે તે વરવાં ક્યા રે! જૂની. તમાશા.
 શી સીમંતે ફજેતી ઉડે છે?
 માણસો મરતામાં ન્યાતો ઝુડે છે!
તુટે સંસ્કારો હરખે જમવાં શાં રે? જૂની. તમાશા.

રોળા રોળ થા જ્યાં ત્યાં દેખાયે !
ભોળા ભોળ બધેથી લેખાયે !
તરવા, ઊગરવા શાના દિલાસારે ! જૂની. તમારા.

( એમ ગાતા ગાતા જાય છે. )

---

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળઃ રાજદ્વાર.

**પ્રધાન** ( સચિંત પ્રવેશ કરતાં ),—અહહઃ આ રાજ્ય ઉપર શી શી ગુજરી છે ?

૨૧

**શિખરિણી છન્દ.**

તુટ્યાં લુંટ્યાં શે'રો વિખરિ વિખરી ફોજ ફુટિ છે !
પડ્યા કિલ્લા કોટો અમ બળતણી ખોજ ખુટિ છે !
જ્યહાં ત્યાં દેખાયે સુરનર વળી માથું ઉચકે
પનો'તે પાચે તે ગયું પ્રભુ ! પનો'તી રહિ ધિકે ! !

અહાહા ! હિરણ્યપ્રભૂના તપોવનગમન સાથેજ દેવાધિ દેવનો પ્રકોપ ! રાક્ષસોનો પરાજય ! રાજ્યનો વિધ્વંસ ! મહારાણીનું બંધન અને હરણ, અને તે એ સગર્ભાનું ! ! અરરરર ! ધિક્કાર છે કે અમો આમાંનું કાંઇ પણ અટકાવી શક્યા નહિ ! !

( નિઃશ્વાસ મુકે છે. )

**સેનાપતિ** ( પ્રવેશ કરીને ),—આર્ય સચીવરાજ, હવે આપણે શું કરવું? આપણી ભાગ્યલક્ષ્મીની આ ઉતરતી ઓટ ક્યાં અને કેમ થોભાવવી?

**પ્રધાન** ( સનિરાશ )—ખરેજ મિત્ર! ભાગ્યશાળીના ભાગ્યથીજ બધું હોય છે. તેની પીઠ વળી એટલે બધું અંધાઈજ.

૨૨

**ગીતિ વૃત્ત.**

ભલે ઝલે' થિ ફુલ્લાયે દોષાંકિત નિરખિ ચંદ્ર ને તારા
પણ તે અસ્ત થતાંમાં, તિમિર સઘળું ના હાંકિ શકે સારા!!

આપણું રાજ્યમંડળ મનમાં ગમે એટલો ગર્વ ધારિયે કે મહારાજ અને બધું આપણે લીધે જ ટકી રહ્યું છે. પણ એ તો માળામાં ઉંચા પગ કરી પડેલી આકાશને થંભાવતી સમજતી ટીટોડી જેવું આપણું પરાક્રમ છે.

**સેનાપતિ,**—એ તો ઠીક છે કે દેવશત્રુઓ છે અને આપણા બીજા દાનવ નથી કે તેઓએ આટલા પણ આપણને રહેવા દીધા છે.

**પ્રધાન,**—બેશક. નહિ તો શત્રુપત્નીને અને સંતાનના આશાવાળને એકવાર પકડી લેઇ જઇને પાછી કોઇ મુક્ત કરે?

**સેનાપતિ,**—કદાપિ નહિ. અને તે એ વળી પુત્રપ્રસવ થયા પછી માનભેર અહિં મુકી જાય?

**પ્રધાન,**—અહા! આયુષ્માન્ કુમારના પ્રાદુર્ભાવ પછી શી શાંતિ અને પુનઃ સમૃદ્ધિ સંચય થવા માંડી છે?

૨૩

લીલાલેહેર થઇ શી બધે, પ્રલ્હાદની—લીલા૦
નિર્મળ વાયુ અનુકૂળ શા વાયે છે,
ક્ષેત્રે સમૃદ્ધિ પ્રજાની વધે ! પ્રલ્હાદની૦
જોઇતે વખતે વરસાદ વરસે છે !
દેવ કે દાનવ ભીતિ નહિ હવે. પ્રલ્હાદની૦
ભલે રૈયત ચાલે આપણે ચડી ન પુરી
જુની નથી, ન નવી કંઇ દિટે. પ્રલ્હાદની૦
આવે હિરણ્ય પ્રભુ આપણે બતાવવી
આ છે નીતિ સુખાળી તહિં મજે' ! પ્રલ્હાદની૦

પ્રલ્હાદ પ્રભૂ તે પ્રલ્હાદ જ નિવડયા છે. અને તેમના જન્મ વખતથી જે બધી વળતી દશા છે. માટે હવે તો મહારાજાધિરાજ હિરણ્ય પ્રભૂ પધારે તો આપણે તો આજ સલાહ આપવી યોગ્ય છે.

**સેનાપતિ,**—બેશક. પણ સામે કોણ આવે છે ? અરે એ તો કુલપતિ કુમારનું વર્ષ માંગળિક કરી પોતાના આશ્રમ ભણી સિધાવે છે. ચાલો આપણે પણ આ મહોત્સવની અવશિષ્ટ યોજના પૂર્ણ કરિયે. ( બંને જાય છે. )

---

## પ્રવેશ ૭ મો.

**સ્થળ:** રાજમહેલના રણવાસના બાગ.

બાળ પ્રલ્હાદને રમાડતી રાણી કયાધુ સખીઓ સહવર્તમાન પ્રવેશ કરે છે.

**કયાધુ** ( સવિતર્ક નિઃશ્વાસ ),—અહહઃ બંને ફરકતી મારી આંખ્યોએ પોતપોતાનો ભાવ બજવ્યોજ.

**માલતી,**—નહિ તો બાઇ સાહેબ, મહારાજનું ક્યાં તપ માટે સિધાવવું અને દેવ શત્રુઓનું ચડી આવવું ?

**કુમુદા,**—અરેરે ! એ તે ઘડી કેમ વિસરાશે ? પીટયાઓએ આપણને પણ બાઇ સાહેબથી છુટાં દીધાં !

**કયાધુ,**—પણ એવા એવા એ દેવ ભલા, નહિ તો, આપણી માફક, આપણાવાળા કોઇને હાથ કોઈ દેવાંગના સપડાઇ ગઈ હોત, તો તે પછી આમ આખર છુટી શકત ?

**માલતી,**—નહિજ.

**કયાધુ,**—કેમ મારા મીઠલડા બાળ પ્રલ્હાદ, કેવો આનંદ હતો ?

૨૪

મારા લાડીલા કોડીલા બાળ પ્રલ્હાદને
શાં રક્ષણ ત્યાંહ હતાં ? શી ત્યાં હતિ ઘણી ખમા ?
મુનિ નારદ શારદા ગાયન કીર્તન રાગથી
શા ખીલવિ ખેલવતા શા છુમ છુમ છુમ છુમ છુમા !
મારા૦

ખરે છે સ્વર્ગ તે સ્વર્ગજ, નંદન વન તે તે જ છે
અહ ! દેવોને દેવી નહિ કોઈ છે તેમના સમાં !
હરિરસ અમૃતરસ, પ્રેમળ ભક્તિએ પરાત્પરા
મુજ બાળે પીધા મેં પીધા પછી કશી તમા ?
મારા૦

**કુમુદા અને માલતી,**—અરેરે ! બાઇસાહેબ. અમે તો તે સુખનાં અભાગિયાંજ રહ્યાં કે ? તમે પણ અમને નહિ સંભાર્યાં ?

**કયાધુ** ( સ્મરણપૂર્વક ),—પણ હજૂ પ્રાણનાથ કેમ ના આવ્યા ? સમય તો ઘણો વીતી ગયો. દીર્ઘાયુઃ કુમારને પણ આજે વર્ષ પૂરૂં થયું. કુલપતિની મંગલાશિષ સાથે પ્રાણનાથની એ હોત તો કેવું સારૂં ?

**કુમુદા** ( આશ્વાસન આપતી ),—બાઇસાહેબ, ચિંતા ના કરો. પ્રભૂ હવે આજકાલ આવ્યામાંજ.

**માલતી,**—મેં પણ ઉડતી અફવા સાંભળી છે કે મહારાજને તમામ ઇષ્ટસિદ્ધિ મળી છે.

**કયાધુ,**—સખી ત્યારે તો તારા મુખમાં ગોળ !

**કુમુદા,**—પનો'તા પ્રલ્હાદ કુમારના પ્રાગટય પછી સઘળું એ સુલભ છે.

**કયાધુ,**—એમજ દીર્ઘાયુઃના જન્મ પછીજ હું પણ બંધનથી મુક્ત થઇ છઉં. અને તેના પ્રથમ સંસ્કારો પણ અમરાવતીમાં જ આપણા કુલપતિના શિષ્ય અને દેવગુરૂના શિષ્ય કચકુમારને હાથેજ થયા છે.

**માલતી**—કચકુમાર છે તેજ કે જે આપણા કુલપતિ પાસે સંજીવની વિદ્યા શિખતા હતા, અને—

**કયાધુ,**—હા, હા. તેજ કેવા સૌમ્ય છે ?

**કુમુદા,**—ત્યારે તો બાઈ સાહેબ, આપની બહુજ આગતા સ્વાગતા થઈ હશે?

**કયાધુ,**—હા. એમજ (વળિ સ્મરણપૂર્વક.) પણ સખી જો ને, જઈને દરબારમાં ખબર કાઢને કે મહારાજના કંઈ સમાચાર આવ્યા છે. બાળ પ્રલ્હાદ ઉત્સંગમાં છતાં, અને આ મંગળ નાટારંભ છતાં પણ પ્રાણનાથ વિના બધું નિશ્ચેતન લાગે છે. (રાણી નિઃશ્વાસ મૂકે છે. માલતી જાય છે.)

**કુમુદા** (પુષ્પાક્ષતથી વધાવો જોઇને),—બાઇ સાહેબ, મહારાજ આ ઘડી આવવા જોઇયે,

**કયાધુ,** (સહર્ષોત્સાહ),—હા. ખરે મારૂં પણ વામ નેત્ર ફરકે છે.

(નેપથ્યમાં પ્રતિહારની નેકી સંભળાય છે. માલતી સસંભ્રમ પ્રવેશ કરે છે.)

**માલતી,**—બાઈ સાહેબ, મહારાજ—

**યાધુ** (સાનંદ),—સખીઓ પૂજા સામગ્રી લાવો અને રૂદ તું લગાર લે આ ભાઇને.

**હિરણ્યકશિપુ** (પ્રવેશ કરતાં),—હંત, સઘળા મનોરથ સિદ્ધ થયા છે. હવે ઇંદ્રાદિક તો શું પણ હરિહર વિરંચિના શા ભાર છે કે મારી ગતિ વિશ્વસસમસ્તમાં એ શોધી શકે?

**કયાધુ** (સુવર્ણ પુષ્પ અને મૌક્તિકાદિથી વધાવતાં અને નિરંજન આર્ત્તિ ઉતારતાં),—સ્વામિનાથ સ્વાગતં!! (કુમાર

પ્રલ્હાદને પોતાની પાસે લેઇ આગળ ધરીને ) પ્રાણનાથ, આ આપણો કુમાર !

**હિરણ્યકશિપુ** ( સસંભ્રમ, સ્વગત ),—વદંતા સાંભળી છે કે આ માતા અને બાળકના દેહ અને હૃદય દેવાદિ સ્પર્શથી કલુષિત થયા છે તો મારેએ તેમનો સ્પર્શ કરવો કે કેમ ? પણ, કંઇ નહિ. જોયા પરીક્ષા કર્યા વિના સાહસ નહિ કરવું. ( પ્રકાશપણે પ્રલ્હાદ કુમારને લેતાં ) વત્સ ચિરાયુઃ રહો અને બાપ કાકાથી પણ વધારે પ્રકાશો ! ( એમ કહી ચુંબન લે છે અને રમાડે છે. બાળક હસે છે. )

**કયાધુ અને સખીઓ,**—તથાસ્તુ.

**કયાધુ,**—હૃદયવલ્લભ, કુશળ તો છો ના ? સખીઓ જાઓ મહારાજને મંગળસ્નાન કરાવવા સર્વ સાહિત્ય સિદ્ધ કરો. આજે હું સ્વતઃ સેવા કરીશ. કેમ પ્રિય સ્વીકારશો ના ?

**હિરણ્યકશિપુ,**—એમાં તે વળી પ્રશ્નાવકાશ ? ( સર્વે જાય છે. )

---

## પ્રવેશ ૮ મો.

**સ્થળઃ** દરબારગઢનો એક ભાગ.

**વિદૂષક** ( કપાળ ઠોકતો ),—વળી પાછા મો'કાણુન ગામલા ! એ તે વળી કોણુ ડાહ્યલું થયું કે આવતાં ને વાતજ

દેવતાઓની ચડાઈની અને મહારાણીના બંધનની અને હરણની વધાઇ ખાધી? એ પેલા ઠચરા કંચુકી વિના બીજા કોઇનું કારસ્તાન હોય નહિ.

( કંચુકી ધ્રુજતો થરથરતો છડી ટેકીને પ્રવેશ કરે છે. )

**કંચુકી** ( સચિંત ),—આ વનમાંથી નિકળ્યા અને શઠમાં પેઠા તો એ કોઇ જંપવા દેતું નથી?

**વિદૂષક**,—કાકા, કાકા હવે તો જંપ તમારે માટે પેલા નરકમાં—અરે! સ્વર્ગમાંજ સંઘરી મુકયો છે તો. શઠમાં પેઠા અને તે એ શઠ ચક્રવર્ત્તી થયા એટલે તમારે માટે તે બીજું કેમ બંધ બેસે?

**કંચુકી** ( સક્રોધ ),—ચૂપરે ચાવળા, ઝાઝી તિડપાંચ ના કર. તું મહારાજનો માનીતો હો તો ભલે-પણ મહારાણીનું અમારૂં બળ તેં નથી જોયું. પણ મારે કયાં તે કુમક જોઇયે છે? ઉભો રહે લગાર તારી મસ્તી ઉતારૂં ( કહી મારવા જાય છે અને ઠોકર ખાય છે, અને લથડી પડે છે. )

**વિદૂષક**,—કાકા સાહેબ, દાદા સાહેબ, ધીરા થાવ, આમ આટલી બધી ઉતાવળ શું કરવા કરો છો. તમને ભોંય ઉતારવાને તો એકાકવાર છે.

**વિદૂષક**,—હીઃ હીઃ હીઃ હીઃ ( હસી પડે છે અને ચપટી વગાડે છે. ) બાદશાબ, સલામ. આમ લડવામાં શો માલ. આવો કાંઈક ગોઠ કરિયે.

**કંચુકી**,—ઠીક ઠીક.

**વિદૂષક,**—કહોને ત્યારે આ નવું વાદળ કોણે ઉઠાવ્યું. અહિંયાં સુખે ખાવા દેવું છે–અને કારભાર કરવો છે કે પાછી એ'ની એ મો'કાણના છાજિયાં લેવરાવવાનાં છે અને રાજિયા ગવરાવવા છે? મહારાજને આ ચડાવ્યા કોણે ?

**કુચુકી**—બાપુ, મેં તો લગાર હકીકત કહી ?

**વિદૂષક**—બાપુ, મેં તો લગાર હકીકત કહી. ( એમ કહી ચાળા પાડે છે. ) એમ કહોને કે બાખડી ભેંસના મીઠા દૂધમાં એળિયો–અરે ! હાળાહળનું ટીપું જ તમે પાડ્યું !

**કુચુકી**—પણ મહારાજને કાને તો ઉડતી ગામ ગપ ક્યારનીએ આવી હતી. તેવામાં કુલપતિ શુક્રાચાર્યે વાત ઉકાંસી આપી !

**વિદૂષક,**—અરે ! લડાઇનું કાલબુતજ એ છે ને. આ શુકકર મામાથી તો હું થાક્યો ! બ્રાહ્મણભાઇ છતાં મોદકપુરી અને શ્રીખંડ દૂધપાક મુકીને જઇને લડાઇની ગમાણમાં ડાચું ઘાલે છે ! કાણા તો કોઇક નરજ સ્યાણા !

**કુંચુકી**—( ગભરાઇને ),—ચૂપ કોઈ સાંભળશે !

**વિદૂષક,**—ત્યારે એમની ગાલ્લીએ બેસી ખાઓ લાડવો ! મહારાજને કહીશ કે મને હવે કંચુકીનું કામ સોંપો, હું પ્રલ્હાદ કુમારને ઠીક ખીલાવીશ, ખેલાવીશ એને સાથે લઇ જાવ લડાઈમાં આ કંચુકી દાદાને !

**કુંચુકી,**—હાં, હાં, હાં. ( નેપથ્યમાં નેકીનો અવાજ થાય છે.

**બંને,**—અરે ચાલો. મહારાજ દરબારમાં પધારે છે. આપણે પોતપોતાની જગા સંભાળી લેઇયે.

---

## પ્રવેશ ૯ મો.

**સ્થળઃ** સભાસ્થાન. મહારાજાદિક સર્વ પરિચ્છેદ સહવર્ત્તમાન યથાસ્થાન બિરાજેલા છે.

**હિરણ્યકશિપુ** ( દંત કચકચાવતો અને અધરોષ્ઠ કરડતો અને દાબતો સાવેશ ),—શું તે સહસ્ત્રવાર હારી નાઠેલો સહસ્ત્રાક્ષ આમ હિંમત કરી શકયો ?

૨૫

સુતો સિંહ જગાડું છઉં આમ, દિલે ન ડર્યો એહ જરી રે.
છંછેડું છઉં ભુજંગમ શ્યામ, દિલે ન ડર્યો એહ જરી રે.
જ્વાળામુખમાં એણે તે ઝંપલાવ્યું, દિલે ન ડર્યો૦
દાવાનળ બળતામાં ઝોકાવ્યું, દિલે ન ડર્યો૦
ભૂલ્યો ભૂલ્યો જે ખાધી એ બધી હાર, દિલે ન ડર્યો૦
ઝૂલ્યો ઝૂલ્યો જંગે ભર્યો અહંકાર, દિલે ન ડર્યો૦
જાણ્યો એણે હિરણ્યાક્ષ સમ અસ્ત, દિલે ન ડર્યો૦
કરશે હિરણ્યકશિપુ સૌ ઉદ્દસ્ત, ભલે ન ડર્યો એહ જરીરે ”

( સર્વ સભા કંપે છે.

**શુક્રાચાર્ય,**—ચિંતા નહિ મહારાજ. આમ કરીને તો શત્રુઓએ આપણો ઉપકાર કીધો છે. એમનો અનાચાર એમના નાશનનું કારણ છે.

**હિરણ્યકશિપુ,**—બેશક. કેમ પ્રધાનજી, કેમ સેનાપતિજી !

**બંને** ( હાથ જોડીને ),—

૨૬

અમને શું વિચારો મહારાજ ?
વજ્રકાય જામી, સહૂ સિદ્ધિ પામી, અખંડિત નામી,
અતુળ બળી.
પૂરણ કામી, વિશ્વ વિશ્રામી, અતિ ઉદ્દામી કીર્તિમળી,
અમમાં ખામી, ઠામો ઠામી, લઈ ન નિધામાં લગાર,
સોંપો કામ, કરિયે તમામ, રહિ છાયામાં તમારી—
અમને૦

અમે તો આપના આજ્ઞાના ધનુષ્યથી છૂટતા બાણ છઇયે.

**હિરણ્યકશિપુ** ( વિશેષ ઉગ્રતાથી ),—નહિ નહિ, પણ તમે અમારી ગેરહાજરીમાં શું જોર માર્યું ?

**વિદૂષક** ( પ્રવેશ કરતાં સાંભળીને ),—કંઈ નહિ મહારાજ. એના કરતાં તો મેં ઠીક કીધું આપની સાથે રહીને. કેમ સાચું ના ?

**સેનાપતિ,**—ચાવળા, અહિં તારે અડપલાં કરવાનો વખત નથી.

**હિરણ્યકશિપુ** ( સોત્તેજન ),—ખરૂં કહે છે વિદૂષક એણે એનું કામ બજાવ્યું છે, અને અમારો નર્મ સચીવ તે બજાવ્યો જશે.

**વિદૂષક** ( પોતાની પીઠ ઠોકતાં ),—સાબાશ ચાવળેરાવ.

હવે તો તમારી બૂજ જણાઈ. પણ પકવાન્નની બૂરો ઉડતી હોય ત્યાં આ બ્રહ્મદેવનો ઝપાટો જોઇ લો.

**હિરણ્યકશિપુ** ( વિશેષ કરડાકીથી ),—પણ તમે અમારા કાર્ય સચીવોએ શું કીધું-કે જેમને ભરૂંસે હું મારૂં રાજ્ય અને રાણી મુકી ગયો હતો.

૨૭

કર્યું કાંઈ ન કરવાનું કામ, ગુમાવ્યું રે—
નાઠા રણેથી, શરમપણેથી, રાજ્ય પાટ રાણી તણી ચિંતા
નહિ આણીરે !
જીવ ઊગાર્યા, ઠેરે ઠેર હાર્યા, શત્રુ સત્તા વધી થવા દિધિ
ધૂળધાણીરે ! કર્યું૦

**શુક્રાચાર્ય,**—મહારાજ, શાંત થાવ. એમનો કાંઇ દોષ નથી ચારે તરફથી તડુકતા કેસરીઓ આગળ ગોવાળ વિનાનું ધણ તે કયાં સુધી ટકી શકે ?

**વિદૂષક** ( બાજૂએ ),—મારા બાપ! શુક્ર મામાને સમજાવતાં ઠીક આવડે છે. જોને મહારાજ કેવા ટાઢાટમ થઈ ગયા ?

**હિરણ્યકશિપુ,**—ઠીક. ચાલો સઘળું સૈન્ય વેહેતું કરો, અને તેમને પોતાની શરામેંદી હવેના પરાક્રમથી ધોઇ નાંખવા દો.

૨૮

સહુ રણમાં ઝુજો, શત્રુ હઇડાં ધ્રુજો,
કીર્ત્તિ ધેનુ દુઝો, શ્રરાતન એ બુઝો—

લહો કાંઇ ના બિજું બીજું છેક ઘૂમો ધમધમ, ઘૂમો ધમધમ.
મુકો ઘરબાર ને કુટુંબ પરિવાર ભૂલો સંસાર તનમન ધન
લડવું લડવું લડવું નિઃશંક ઘૂમો ધમધમ, ઘૂમો ધમધમ.

**સર્વે,**—બેશક, એમજ.

**વિદૂષક,**—પણ બાપલિયા. હું એમાં નહિ તો લશ્કર સાથેના રસોડાખાના ઉપર મારી ચોકી રાખજો એટલે બસ થયું.

( હિરણ્યકશિપુ વિચાર ગ્રસ્ત. )

**પ્રધાન અને સેનાપતિ** ( પરસ્પર જનાંતિક ),—આપણું તો ધારેલું ધૂળ મળ્યું ! આપણે તો મહારાજ આવે ત્યારે આમ કહેવું, આમ કહેવું કરતા હતા અને આતો કાંઇ આભ ફાટ્યું. હશે, માથે પડી તે વિશ્વે દેવા ! ( પ્રકાશપણે. ) મહારાજ, સર્વ તૈયારી છે. આ પ્રયાણ કરિયે.

( જવા તૈયાર થાય છે. )

**હિરણ્યકશિપુ** ( સનિશ્ચય ),—અથવા, મારે એ સેનાનું કે કોઇનું કામ નથી. જે સેનાએ અને મંત્રીશ્વરોએ તાજુંજ પોત ગુમાવ્યું છે, તે શું દળદર વાળવાના છે ?

**વિદૂષક,**—મહારાજ, બધું માંડીવાળો અને અમો મામા ભાણેજને જવા દો. એતો હું અને શુક્ર મામા, પેલા કચડા અને ગુરૂકાકાને પ્હોંચી વળીશું. તેમના તારેતાર ઉખેડી નાંખીશું. અને અમૃતનાં કુંડે કુંડાં ઢીચી આવીશું.

**શુક્રાચાર્ય** ( સકોપ ),—ચૂપ રે ચાવળા !

**હિરણ્યકશિપુ** ( સક્રોધાવેશ ),—બસ, બસ. હું એકલોજ રણે ચડીશ.

૨૯

કરૂં કરૂં સંગ્રામ, તોડું શત્રુ હામ, કિલ્લા મુકામથી સંહારૂં હું !
ક્ષુમું હું ઉદ્દામ, મોકું સૌની મામ, કરિનાંખું કામ ને સંહારૂં હું !
ભાગે ભવ્ય સ્વર્ગ, લાગે લોક વર્ગ, ઝગે સર્વ સર્ગ, એ સંહારૂં હું !
પ્રલયો કરાળ, કલ્પાંત કાળ, અતિ ઉગ્ર ઝાળથી સંહારૂં હું.
તોમર ત્રિખંડ, ભાલા પ્રચંડ, અસિશર ઉદ્દંડથી સંહારૂં હું.
ખટવાંગ સાંગ, પરશુ મહાંગ, હળ મુશળ સાંગથી સંહારૂં હું.
ન જંપાવું લેશ, કંપાવું અશેષ, ઝંપાવું બેશ, સંહારૂં હું.
સ્વર્ગ મૃત્યુ છેક, પાતાળ એક, કરૂં એકમેક સૌ સંહારૂં હું.

( સર્વ સભા પુનઃ કંપે છે.

**શુક્રાચાર્ય,**—ધન્ય છે, ધન્ય છે મહારાજ. હવે તો હિરણ્યાક્ષ અને કયાધુની વૈર નિર્યાતના થશે.

**હિરણ્યકશિપુ** ( સોદ્વેગ ),—

૩૦

હાય રે હાય લ્હાય ક્યારે બુઝાવું ?
શત્રુને સીધી સા રીતિ સુઝાવું ? હાય૦
બંધુ હા ! બંધુ જેવો હા ! ઉથાપ્યો !
રાણી રિબાવી શો પુત્ર સંતાપ્યો ! હાય૦
કાળ અનંતે ચાવંતે ન થાગે
રિપુ રિપુ હૃદય હૃદય દંત ભાગે ! ! હાય૦

કચડ કચડ ક્રૂર કોપે હું ખાવું
ભચડ ભચડ નિત્ય તોયે ના ધરાવું!!! હાય૦

( પડદો પડે છે. )

દ્વિતીયાંક સમાપ્ત.

## અંક ૩ જો.

---

### પ્રવેશ પેહેલો.

**સ્થળ:** અંતરિક્ષ.

**દેવદૂત** ( સચિંત અને સવિતર્ક પ્રવેશ કરતાં ),—

૧

ભોળા બ્રહ્મદેવ શંભુ ( ૨ )!
વર વરસો વણ વિચારે ( ૨ ),
ડુબે વ્હાણ આવ્યાં કિનારે!! ભોળા૦
જાયે બધું ધૂળ મળ્યું,
દેવાદિકે બળથી રળ્યું,—
નીતિ કળા ન પામે પારે! ભોળા બ્રહ્મદેવ૦
રૂડાં ભૂંડાં એક લેખો,—
કરતાં તપતે રાજી દેખો,—
આંજી નાંખે આપને ત્યારે! ભોળા૦
વૃત્રાસુરે, ભસ્માસુરે
હંફાવ્યા? હંફાવે આ શું રે!!
હિરણ્યકશિપુ આ વારે! ભોળા૦

અહહ: ! ખરેજ આ બંને દેવાધિદેવ બહુજ ભોળા છે. અને તેમના ભોળપણુમાંથીજ આ ત્રિલોકીમાં દેવાસુરોની ઘણીક ઘુંચવણો ઊભી થાય છે. નહિ તો મંત્રબળ, તંત્રબળ, અને યજ્ઞાદિ યંત્રબળવાળા દેવતાઓ આવા સર્વથા હીન દાનવોથી પરાભવજ પામે ? પણ આ તો ઘસ્યું સોનું વાયે જાય છે ! જ્યારે એક તરફથી ઇન્દ્રાદિક રણક્ષેત્રમાં આઘાત કરીને, અને ગન્ધર્વા-પ્સરાદિક સ્મરક્ષેત્રમાં વિજય વર્ત્તાવીને જગત્ સ્વાધીન કરે છે, ત્યારે બીજી તરફથી રાક્ષસોના ફૂટતપાદિકથી ભોળવાઇ જઇ તેમને અપૂર્વ વરદાન સિદ્ધિ આપી, આ દેવતા માનવોથી અજેય અને સર્વોપરિ કરી દે છે ! અને દેવાસુર સંગ્રામ નિત્ય કાળનાં જામી રહે છે. ( પરિક્રમણ કરતાં સ્તંભીને ) પણ અરે હું કયાં આવ્યો ? વિચારમાં અને વિચારમાં કાંઇ જાણ્યુંજ નહિ.

૨

### ઉપજાતિ છન્દ.

અહા ! મુક્યું સ્વર્ગ કહિં પછાડી !
વૈકુંઠ કૈલાસ ભુલ્યો અનાડી !
જોવું રહ્યું ખાસ જ સત્ય—લોક,
બ્રમે રમે નારદ જ્યાં અશોક ! !

ધૂનમાં અને ધૂનમાં હું ભૂલી જ ગયો કે મને મહેન્દ્રે આજ્ઞા કીધી છે કે—યજ્ઞમિત્ર, જા જઇને દેવર્ષિ નારદમુનિને ખોળી કાઢ, અને દેવ ગુરૂ બૃહસ્પતિનો નીતિમંત્ર તેમને આપી આવ, કે દાનવરાજ વિજય તો પામ્યો છે, અને દેવ પક્ષનો હાલ પરાજય છે, તોપણ શત્રુના અંતર્ગૃહમાં જ કંઈ ભેદ રચી

કાઢો. તો હવે એ વિશ્વભ્રમી મહાત્માને તે મારે ક્યાં જોવા? વૈકુંઠ અને કૈલાસમાં તેમની ખોળ કરવી હતી, અને સત્ય લોકમાંએ તેમને જોવા હતા, પણ તે તો હું અનાડી કંઇનાં કંઇ ભૂલી આવ્યો! હવે કેમ કરવું? (કિંકર્તવ્યમૂઢ સતો સચિંત વિચારગ્રસ્ત ઉભો રહે છે. એટલામાં વીણાનાદ સહિત " નારાયણ, નારાયણ " ભજનની મધુર ધ્વનિ સંભળાય છે. અને )

**નારદમુનિ** ( પ્રવેશ કરીને ),—વત્સ યજ્ઞમિત્ર, શા વિચારમાં છે, અને ક્યાં જાય છે અને કોને ખોળે છે?

**યજ્ઞમિત્ર** ( ભક્તિપૂર્વક પ્રણિપત કરીને ),—ધન્યભાગ્ય ! ભગવન્ આપને જ ખોળતો હતો! દેવતાઓનું ભાવી પ્રબળ લાગે છે, કારણ કે અમ જેવાંનાં સ્ખલિતોના પણ દોષ આમ સહસા તૂટી જાય છે.

**નારદમુનિ,**—ભગવાન્ શતક્રતુ મહેન્દ્ર કુશળ તો છે ના? દેવગુરૂ મહારાજની હાલ શી યોજનાઓ ચાલે છે?

**યજ્ઞમિત્ર,**—ભગવન્, યશઃકાય અને દેવરાજ્યશ્રીનાં અંગો સિવાય બાકી બધું કુશળ છે. અને દેવગુરૂની યોજનાઓ નારદ ભગવાનના હસ્તાવલંબન વિના તદ્દન નિર્બળ પડે છે. માટે જ મને આ ચરણસમીપ તેમણે અભ્યર્થના સારૂ મોકલ્યો છે.

**નારદમુનિ,**—સત્વર કહે ત્યારે દેવાધિદેવની અને પરમ ભગવાન્ આંગિરસ મુનિની શી આજ્ઞા છે.

**યજ્ઞમિત્ર,**—બ્રહ્મવરથી અજેય અને અભેદ્ય હિરણ્મ દાનવની પ્રબળ સહુચ્છાયામાં દેવપ્રકાશ અસ્તપ્રાય થયો છે, અને

અમારી ગતિ મતિ કુંઠિત થયી છે, અને આપ તો ત્રિધાગતિ છો–તો આપે આટલું દેવકાર્ય અવશ્યે કરવાનું છે. આમ, આમ (એમ કહી કાનમાં કહે છે.)

**નારદમુનિ,**—ભગવન્તોને નિવેદન કર કે આપ નિશ્ચિંત રહો! સર્વ શ્રેય જ થશે.

**યજ્ઞમિત્ર,**—એવમસ્તુ! આજ્ઞા! ત્યારે? (જાય છે.)

**નારદમુનિ,**—અસ્તુ. હું પણ ત્યારે કર્ત્તવ્ય સાચવું. (આગળ જોઇને) અહો! આ કોણ આવે છે? હા, એ તો દાનવેન્દ્રનો નર્મસખા ચપલક વિદૂષક. હાલમાં તેનો યોજના પ્રલ્હાદ કુમાર સાથે થઇ છે એટલે તે પણ આટલામાં જ કાંઇ હશે? જોઉં જોઈ અમરાવતીમાંના બીજ નિક્ષેપે આ બાળ-વૃક્ષમાં કેવી અંકુરસ્ફુરણા વિસ્તારી છે!

(એમ કહી અદશ્યભાવથી શોણિતપુર પ્રાન્ત પ્રદેશમાં પરિક્રમણ કરે છે.)

---

## પ્રવેશ ૨ જો.

---

શોણિતપુરના રાજ ઉદ્યાનના એક ભાગમાં વિદૂષક અને પાછળથી પ્રલ્હાદ કુમાર અને કમલા તથા રમણી.

**વિદૂષક** (હરખાતો હરખાતો પ્રવેશ કરીને),—યાર, હવે તો ઘાટ ઠીક ગોઠવાઇ ગયો છે. કુમાર પ્રલ્હાદની સાથે રહેવામાં કાંઇ કાંઇ તેમના નાજૂક હાથનો મારતો પડે છે, પણ

તત્ત્વ તત્ત્વ ઉડાવવાનું ઠીક મળે છે એટલે આથી તો પેલા તપોવનવાસનો અને લડાઇ બડાઇનો બધો ખંગ વળી ગયો. ( એમ કહી કંઇ કંઇ ફળાદિક જલદી જલદી મ્હોટે મ્હોટે કોળિયે ટોળટિખળ ભરેલા ચાળા ચિન્હ કરતો ડબકાવવા માંડે છે ?

**કુમાર પ્રલ્હાદ** ( સસંભ્રમ પ્રવેશ કરતાં ),—અલે માલું માંકલું કાં જતું લહ્યું. કમુબ્હેન, લમની માછી, હાં–હાં–હાં–માલું માકલું લાવ. ( એમ કહી રૂદન કરતો આમતેમ દોડે છે. )

**રમણી**,—બાપુ, કુમાર, આમ દોડિયે નહિ. બેટા પડી જશો. ઉભા રહો. ભાઇ. હમણાં તમારૂં રમકડું લાવિયે છઇયે.

**કમળા**,—મારો રડ્યો, ચાવળો તે ક્યાં નાસી ગયો હશે કે ભરાઇ પેઠો હશે. ન્હાના બાળકથીએ તેનું તોફાન ?

**રમણી**,—કંઇ ભાઇ પાસેથી ફળબળ કે મેવા મીઠાઇ લઇ સટક્યો હશે તે ભરાઇને ગળકતો હશે !

**કુમાર**,—હા લે માછી બા. માલી દલાખ લેઈને જતો લહ્યો છે. અલે નાલંગી અને બદામ છાકલ પણ પલાવી છે.

**રમણી**,—કમુ બ્હેન, જોને બા મુઓ કાંઈ આટલામાં જ હશે.

**વિદૂષક** ( ભરેલે મ્હોએ આગળ આવીને ),—હા ઉફ્.

**પ્રલ્હાદ** ( પકડીને, કેશ ખેંચીને મારતાં ),—પકલ્યો છે. પકલ્યો છે–હવે ક્યાં જવાનો છે ? લાવ, માલી દલાખ, માલી નાલંગી, માલી બદામ, માલી છાકલ ! હાં, હાં, હાં. ( એમ કહી રૂદન કરે છે અને મારે છે. )

**રમણી,**—કુમાર, એ રડઆને તો કાંઇ ધાએ નથી પડવાના. તમારા હાથમાં વાગશે. જો ભાઇ દુઃખવા લાગ્યું ખરૂં. (હાથ ધીમેથી રહી દાબે છે અને કુમારને પાસે ખેંચી લેછે.)

**વિદૂષક** (વગર બોલે ચાલે રહ્યું સહ્યું ઉતાવળે ખાઇ જતાં),—ઊંઃ, ઊંઃ, અરર, અરર. (થોડીવાર રહીને) હાશ, હાશ.

**કમલા,**—મારો પીટયો કળંદ, બધું ઝાપટી ગયો. આ બચુકલો ભાઇએ ગળે અટકયો! એને તે હવે શું કરિયે? મહારાજને અને દેવીને આ માટે કહેવું પડશે.

**કુમાર** (વિદૂષકનાં ટોળ ટિખળ જોઇ હસી પડીને નાચતાં),—હછે. હલાખ બલાખ ખાઇ ગયો તો છો ખાઇ ગયો. માલો માંકલો છે કની. બાપુને અને બાને ના કહેતી. એવો એવો પણ ભલામણ છે જો! કેમ માછીબા, કેમ બ્હેન.

**રમણી અને કમલા,**—હા ભાઇ, અહા! કેવો ડાહ્યો છે અમારો પ્રલ્હાદ ભાઈ!?

**પ્રલ્હાદ,**—જોજે હો માકલા, માકલા, ફલીથી એમ ચોલી ના ખાતો, નહિ તો પરમેછ્વનો ચોલ થઇછ—ચોલ.

**વિદૂષક,**—મહારાજ આવું આવું રોજ મળે તો એકવાર તો શું પણ હજારવાર ચોર ભલેને થઈયે.

**રમણી,**—જો રડચો! હવે આ ધઉંમાં કાંઇ વીણામણ છે કે?

**કમલા,**—એના કરતાં તો આપણા બાળકુમાર સારા નહિ?

પ્રહ્લાદ,—માછીબા, કમુ બ્હેન મારો પેલો ઘોડો અને પેલી ગાલી મંગાવને. ( વિદૂષક. ) ના, ના માંકલા પેલી દલી ઠીક પડે છે. હું નાંખીછ તે તું દોડીને લેઈ આવીછ ને ?

વિદૂષક,—હારે દાદા આવી દડી તો શું પણ પેલા દળ, મગજ, કે કળીના મોહકિયા દડા મંગાવશો અને ઉછાળશો તો આમ અદ્ધરને અદ્ધર આ ગોલખમાં જ ઝીપી લેઇશ. ઠીક કેની મહારાજ—લાવો લેઇ આવું ( એમ કહી ચાળા કરતો આમ તેમ દોડાદોડ કરે છે. )

પ્રહ્લાદ ( હસતાં ),—હાઃ, હાઃ હાઃ. અલે ઉભો લે—ઉભો લે—મારે દલી નથી જોઇતી. મારેતો બાએ પેલી લમવાની બાજી આપી છે તે જોઇએ છે. માછીબા પેલું છું છું કહે છે ? ઐલાવત હાથી, અને ઘોલા અને લાજા અને પલધાનને ?

રમણી,—હા ભાઇ શતરંજ, પણ હજૂ તમારે તે રમવાને વાર છે ?

વિદૂષક,—ત્યારે મહારાજ પેલાં જલેબીનાં કુંડાળાં, અને ઘેબર સુતરફેણીની પતરીઓ, અને સેવોની ભૂલભૂલામણી જાળીઓ—અને—અને—

પ્રહ્લાદ,—બછ, બછ, મારે તે નથી જોઇતું. તને કોણ બોલાવે છે તે—( એમ કહી તમાચો મારવા જાય છે. વિદૂષક ખસી જાય ગુલાંટિયાં ખાઇ જાય છે અને વળી નવું ટીખળ કરે છે. )

કમળા,—કેમરે ચાવળા કંઇ બહુ મસ્તીમાં આવ્યો છે કે ?

રમણી,—પ્રિય કુમાર, તમારે માટે પેલું ચિત્રપટ મંગાવું?

પ્રલ્હાદ,—શિયું? પેલાં કૈલાશ, અમલાવતી, ચંદલમા, ઇંદલ ભગવાન્, અને વલી પેલા છમુદરમાં છાપનાં કુંડાળામાં સુતેલા વિછનુ ભગવાન અને બીજાં છે તે?

વિદૂષક,—અરે, અરે એ ક્યાં વળી નામ દીધાં? બાપુ જાણશે અને જોશે તો મારશે.

પ્રલ્હાદ,—બાપુ છાના મારે જે? ચાલ. મારે તો, ના, એજ જોઇયે. હાં-હાં-હાં.

કમળા (બીજે ધ્યાન ખેંચતાં),—કુમાર, જુઓ જુઓ આ તમારૂં હરણું આવ્યું, જુઓ પેલો પોપટ રહ્યો, અને આ અહિં મોર નાચે છે.

રમણી,—હારે હા. ચાલો ભાઇ જોવા જઇશું.

વિદૂષક,—મહારાજ, જુઓ જુઓ હું હરણ થાઉં, મોર થાઉં-(તેના જેવા ડોળ કરે છે અને જુદા જુદા અવાજ કાઢે છે. અને કુમારને ખીલાવે છે.)

પ્રલ્હાદ,—હશે તાલે, તું બાને નહિ બોલાવી લાવ, કમુ બ્હેન, મારે તેને કંઇ કહેવું છે.

કમલા,—મને કહોને ભાઈ.

પ્રલ્હાદ,—ના હું તો એનેજ કહીશ. (કમલા જાય છે.)

રમણી,—ચાવળા ભાઇ, ચાવળાભાઇ આપણા ભાઇની આગળ કાંઇ નાચશો ગાશો નહિ કે?

વિદૂષક,—હારે બા. જોજે ત્યારે હોં મહારાજ શું કહું છઉં.

૩

મને લાડુ ખાવાની ટેવ છેજી રે
અમે રસિયા અકરાંતિયા સવાદિયા. મને૦
લાડુ મળે ન તો જલેબીથી ચલાવિયે
ખાજાં ઘેબર ભલે સેવ છેજી રે—
અમે રસિયા અકરાંતિયા સવાદિયા. મને૦
કોરૂં કોરૂં ન આવું હોય રોજ રોજ તો
શ્રીખંડ દુધપાક રસરેલ છેજી રે—
અમે રસિયા અકરાંતિયા સવાદિયા. મને૦
બાકી મુકું ન આડે હાથે ઝપાટું કાયામાં
જ્યાં લગી આ જીવ છેજી રે—
અમે રસિયા અકરાંતિયા સવાદિયા. મને૦
મુઆં મડદાં અમારાં જમવા પાછાં આવે,
શ્રાદ્ધે પિંડે ઘી અમ દેવ છેજી રે—
અમે રસિયા અકરાંતિયા સવાદિયા. મને૦

( નેપથ્યમાં. )

અરે ! ચાવળેરાવ મહારાજ, તમારાં બટાણી યજમાનનું નોતરૂં કહેવાને આવ્યાં છે. વ્હેલા થાવ—વ્હેલા.

વિદૂષક,—( સાંભળીને ),—એ આવ્યો હોત—મહારાજ, બા સાહેબ આ પાધરોજ આવ્યો હો. ઘેર આવી ગંગાને તે પાછી ક્યાં ઠેલિયે.

બંને,—ઠીક.

પ્રલ્હાદ,—માછીબા, માછીબા મને પેલી માછલાના અવતાલની, અને પેલા કાચબાના અવતાલની વાત નહિ કહો. અને પેલી, પેલી—

રમણી,—કહીશું, હો ભાઇ.

પ્રલ્હાદ,—કમુ બ્હેન હજૂ કેમ ના આવી માછીબા. જાને જઇને તું બાને બોલાવી લાવને મારે કંઇ કહેવું છે.

રમણી,—કોઇ આવે એટલે જાઉં ભાઈ, તમને એકલા ના મુકાય.

પ્રલ્હાદ,—ના, ના, માછીબા, વ્હેલી જા. હાં, હાં, હાં, મને બ્હીક નહિ લાગે. હું નહિ લડું હલિ, હલિ કહીછતો.

રમણી,—ઠીક ત્યારે ભાઈ અહિંજ રહેજો હોં. કંઇ જતા નહિ. ઇષ્ટદેવ દીર્ઘાયુઃ કુમારનું રક્ષણ કરો. (જાય છે. દીલ ખેંચાતાં) ભાઇ મને રહેવાદે, ને હમણાં કમુ આવશે.

પ્રલ્હાદ,—ના, હાં, હાં. હાં. (રમણી જાય છે. પ્રલ્હાદ હરિસ્મરણ કરતો આમ તેમ રમે છે.

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ: ઉપરનુંજ ઉદ્યાન.

નારદ મુનિ—(વીણાનાદ પૂર્વક હરિભજન ધ્વનિ લલકારતા પ્રવેશ કરતાં સાનંદ અને સસંતોષ),—હંત. દેવ

સૌભાગ્ય બળવાન્ છે. બીજ સુક્ષેત્રમાં રોપાયું છે. અને તેનાં આશાજનક અંકુર ફુટવા લાગ્યાં છે. પણ તેનાં મૂળ સમયે સમયે જળ સિંચન કરી પોષવાં અને દૃઢ કરવાં જોઇએ છે. ઠીક ત્યારે કુમાર પ્રલ્હાદ અહિં ઉદ્યાનમાં એકલો છે, તે જાઉં, જોઉં અને યથોચિત પ્રયોગ કરૂં. ( એમ કહી પ્રરિક્રમણ કરે છે.)

**પ્રલ્હાદ** ( પ્રવેશ કરતાં, નાચતાં અને આનંદથી ગાતાં ),—

૪

હલિ, હલિ, હલિ, હલિ, હલિ લે હલિ !
માલો હલિ લે હલિ
મીઠા મેવા શો ગલી
ના દલાખ લે ગલી
ભલે સાકલ ભલી !
માલો હલિ લે હલિ !
હાલ, હલિ, હલિ, હલિ, હલિ લે હલિ ! !

**નારદમુનિ,**—વત્સ શું ગાય છે ? મને નહિ શિખવે ? તને કોણે શીખવ્યું ?

**પ્રલ્હાદ,**—કોન છિખવે, મને માલે મને છિકવ્યું. લો તમે એ માલી છાથે ગાઓને. ( બંને ગાય છે અને સાથે નાચે છે. વીણા ગાન ચાલુ જ છે. ) આતો બહુ છાલું વાગે છે. ફલી ફલી વગાલો. અને પેલું તમે ગાતા તે ગાઓને.

**નારદમુનિ,**—કુમાર, જો ત્યારે તું પણ શિખ.

" નારાયણ, નારાયણ, નારાયણ,
" ભજમન, નારાયણ, નારાયણ, નારાયણ. "

**પ્રલ્હાદ** ( ગાય છે ),—

" નાલાયન, નાલાયન, નાલાયન,
" ભજમન, નાલાયન, નાલાયન, નાલાયન. "

**નારદમુનિ,**—ધન્ય છે, ધન્ય છે. જો, જો વત્સ, આ મંત્ર ભૂલતા નહિ હો. રાત્રે, દહાડે, સૂતાં, બેસતાં, ઉઠતાં, કંઇ નહિ તો મનમાં એ જપ્યા કરજે. અને બીજાને પણ તે શીખવજે.

**પ્રલ્હાદ,**—વાલું. મહાલાજ. તમે બહુ છાલા લાગો છો. મને બહુ જ ગમો છો—પેલો માંકલો મને નથી ગમતો. તમે માલી પાછે ને પાછે નહિ લ્હો ?

**નારદમુનિ,**—ભાઇ હું તારી પાસે ને પાસે જ છઉં. મારા કરતાં પણ " ભગવાન્ નારાયણ " તને બહુ વ્હાલા લાગશે. તે તને ઘડીએ નહિ મુકે. તારા હૃદયમાં આવી નિરંતર વાસો વસશે. અમે તો પછી તેની પાછળ જ.

**પ્રલ્હાદ,**—એમ કે ભલે તો હું " નાલાયન " ને નહિ જ ભૂલું.

" નાલાયન, નાલાયન, નાલાયન,
" ભજમન નાલાયન, નાલાયન, નાલાયન. "

( એમ ગાતા ગાતા, નાચતા, નાચતા અને ખેલતા ખેલતા તેમાં એક રસ થઇ જઈ કુમાર પ્રલ્હાદ પરિક્રમણ કરે છે. )

**નારદમુનિ,**—ચાલો, ઠીક થયું. દેવકાર્યની સિદ્ધિનો હવે બ્હોળો, ઉંડો અને સુદૃઢ પાયો નંખાયો છે. હવે જ હિરણ્યકશિપુ પોતાના શત્રુનો પ્રવેશ પોતાના હૃદયના હૃદયમાં જોશે,

અને ત્યાંથી તેને ઉખેડી નાંખવાને આ નૂતન ભક્તને બાધા કરવામાં કંઈ કચાશ નહિ રાખે ? ઠીક–ઠીક. અને ત્યારે જ ભગવાન્ યોગનિદ્રામાંથી જાગૃત થશે.

" નારાયણ, નારાયણ, નારાયણ
" ભજમન નારાયણ, નારાયણ, નારાયણ "

( એ ભજન ગાતા ગાતા અંતરિક્ષદ્વારા પરિક્રમણ કરે છે. )

## પ્રવેશ ૪ થો.

**સ્થળ:** એ જ ઉદ્યાનને બીજો ભાગ. રાણી સખીઓ સહવર્તમાન પ્રવેશ કરે છે.

**રાણી** ( સાનંદ ),—બ્હેન માલતી અને સખી કુમુદા, મેં શું નારદ ભગવાનને ના જોયા ? એજ મારા સ્વર્ગના બંધનના દુઃખદ સમયના આશ્વાસન અવલંબન હતા ! શા દયાળુ, શા કૃપાળુ મુનિરાજ !

**માલતી,**—બાઇસાહેબ અમારાં જો એટલાં ધન્યભાગ્ય હોત તો અમે તે સમયે પણ આપની સાથે જ ના હોત.

**કુમુદા,**—શો ચમત્કાર બાઇસાહેબ, વીણાનો મધુરનાદ, અને ચરણમાંની ઘુઘરીનો મંજુલ રણકાર, સંભળાય અને તે મહાત્માનાં દર્શન નહિ, અને તેમનાં ભજનનું ગાન અમને અવબોધિત ના થાય ?

**રાણી,**—સખી, ગમે એમ પણ કુમાર પ્રલ્હાદ કંઇ તેટલામાં જ હશે, અને તેની પ્રવૃત્તિ માટે ભગવાને કૃપા કરી હશે !

**કમલા** ( પ્રવેશ કરીને ),—બાઇસાહેબ, દીર્ઘાયુષી કુમાર આપને આ કુંજના બીજા પ્રદેશમાં ખેલતા ખેલતા યાદ કરે છે, અને તમને ત્યાં તેડવાનો આડો કરે છે.

**રાણી**,—કેમ કાંઇ વાંકું પડયું છે ?

**માલતી**,—કંઇ ચાવળાનું તેમાં તોફાન હશે ?

**કમલા**,—હા, કંઈ એવું જ. કુમારે કંઇ સ્વર્ગાદિક અને દેવાદિકનાં ચિત્રોનું પટ જોવા માગ્યું અને પિટયા ચાવળાએ કાંઇ બાડરું નાખ્યું.

**રાણી**,—હા. હું સમજી.

**રમણી** ( પ્રવેશ કરીને ),—બ્હેન વ્હાલાભાઈ તમને બહુ જ યાદ કરે છે. કમુ બ્હેનને વાર થઇ, એટલે તેને પગલે અને પગલે મને મોકલી. ચાલો ત્યારે. હા, કેવો વ્હાલો લાગે છે, કેવો સ્યાણો, કેવો સમજુ છે ?

**કુમુદા**,—મોરનાં ઇંડાં તે કાંઇ ચિતરવાં પડતાં હશે ?

**માલતી**,—તેમનું કાલું કાલું મંજુલ મંજુલ બોલવું તો શું શત્રુનુંએ મન હરણ કરી લે તેવું છે.

( નેપથ્યમાં. )

"નાલાયન, નાલાયન, નાલાયન,
"ભજમન નાલાયન, નાલાયન, નાલાયન."

**રાણી** ( સાંભળીને પૂર્ણાનંદથી ),—લ્યો, આ કાંઇ આપણા બકુભાઇ જેવો અવાજ લાગે છે. સખી માલતી હું કહેતી ન્હોતી કે નારદ ભગવાનજ તેના તરફ આવ્યા હશે અને તેનો

આ નાદ છે. રમણી બ્હેન તમે આવ્યાં ત્યારે ભાઇ પાસે કોણ હતું ?

**રમણી,**—બ્હેન કોઇ નહિ, કહે કે હું એકલોજ રહીશ. જો. અને "હલિ, હલિ" કહીશ.

**પ્રલ્હાદ** ("નાલાયન, નાલાયન," નું ભજન ગાતા પ્રવેશ કરીને),—બા, બા, બ્હેનલી, જો, જો હું આ નવું છિખ્યો મને આવલે છે કેની ?

(ગાય છે. નાચે છે.)

**કયાધુ** (ઉપાડી લેઇને-ચુંબન કરતાં),—અરે, હારે બાઇ. તને કોણે શિખવ્યું.

**પ્રલ્હાદ,**—હું "હલિ, હલિ" જપ કલતો હતો, તેવામાં કોઇ ઉંચેથી ઝુમઝુમ નાચતા અને તુનતુન વગાલતા આવ્યા અને મને આ છિખવી ગયા. તે કોણ હછે ?

**રાણી,**—કમુ બ્હેન, કમુ બ્હેન, સખીઓ, એજ ભગવાન નારદમુનિ. (પ્રલ્હાદને ફરીથી તેડીને ઉમળકાથી હૃદય સરસા દાબી ઉપરા ઉપરી ચુંબન લેછે.)

**પ્રલ્હાદ,**—બલ્યું બા કહેતી કેમ નથી ? તે કોન હછે ? માલે માટે તેમના જેવું વગાલવાનું કલાવી આપો છો ?

**રાણી,**—હા ભાઇ, એ તો તારા અને મારા ગુરૂ.

**પ્રલ્હાદ,**—ગુલુ ? ગુલુ છું ?

**રાણી,**—આપણું કલ્યાણ કરનાર, આપણને સારો બોધ આપનાર આપણે પૂજવા જોગ.

**પ્રલ્હાદ,**—અને અને કહે કે "નાલાયન" તો તાલા હૃઇલામાં લેહેછે ને અમે તો તેની પાછલ પાછલ જ. હેં એ છું જે. બા. બ્હેન એ છું ? માછીબા એ છું ?

**રાણી** ( લાડ લડાવતાં ),—બાછ, તું બ્હેલો બ્હેલો મ્હોટો થઈ જાને, એટલે ભગવાન્ તને બધુંએ સમજાવશે.

૫

વ્હાલા મારા લાડકવાયા,
મીઠાં મારા રાયના રાયા,
બ્હેલા બ્હેલા થાવ મ્હોટેરા, લક્ષણવંતા લાલ ! વ્હાલા૦
દિને દિને ચઢતી કળાએ,
ગુણે ઘણી ઉજ્જવળતાએ,
બ્હેલા બ્હેલા થાવ ખિલંતા મારા સોહામણા બાળ ! વ્હાલા૦
ચાંદલિયા મુજ હઇડાના મીઠા
નયણાં તણા તારલા દીઠા,
બ્હેલા બ્હેલા થાવ સલૂણા તનમન બળથી ખુશાલ ! વ્હાલા૦
લક્ષ્મીથી લલાટે લસંતાં
સરસ્વતી મુખડે હસંતાં,
બ્હેલા બ્હેલા થાવ દિસંતા પૂરા પનો'તા પ્રખ્યાત. વ્હાલા૦

**પ્રલ્હાદ,**—તાલે મને નિછાલે મેલોને. માલે તો બહુ બહુ છીખવું છે.

**રમણી,**—હજૂ વાર છે, બાપુ. આજકાલ તો તારે રમવા ખેલવાની વેળા છે.

૬

ખેલો ખેલો ખેલોજી ( ૨ )

ક્ષણ, ક્ષણ, પળ, ચળ, સુગડ, સુંદર, હજૂ—
છો કુમાર, ઝિલવા ભાર, નહિ લગાર, તમ ગજૂ! ખેલો૦
અંકમાં નિઃશંકમાં, હર્ખતાં હર્ડિને ગમો
વારી બલિહારી જાઉં, દમો, નમો, ખમો, ચુમો! ખેલો૦

**કુચુકી,**—( પ્રવેશ કરીને નમસ્કાર પૂર્વક ),—બાઇ સાહેબ, મહારાજાધિરાજ દીર્ઘાયુઃ કુમારને તેડે છે. શી આજ્ઞા છે?

**રાણી,**—આર્ય, પ્રાણનાથને નિવેદન કરો કે કુમારશ્રી સજ્જ થઈને આ આવે છે. ( કંચુકી જાય છે. )

**પ્રલ્હાદ,**—બા, તાલે મને વ્હેલો જવા દેને, બાપુ પાસે. વાલ કેમ કસે છે. ( એમ કહી દોડે છે. માલતી, કુમુદા અને કમલા તેને પકડવા માટે પરિક્રમણ કરે છે. રાણી તથા રમણી તેમની પાછળ પાછળ બાળચેષ્ટા જોઇ ખુશી થતાં થતાં જાય છે. પડદો પડે છે.

---

## પ્રવેશ ૫ મો.

---

**સ્થળ:**—એક નિશાળ આગળનું મેદાન.

**નિશાળીઆઓ** ( રમતા કુદતા પ્રવેશ કરતાં ),—

૭

આવો રમો રમત ગમત છુટ સાથ ! (૨)
સર્વે, ગર્વે, પર્વે, ખેલવું, રેલવું રસમાં પુરપાટ ! આવો૦
વારે, મારે, નારે અત્યારે, શારે પછી કહો ઉચાટ ! આવો૦

૧. લો નિશાળીઓ,—અરે વિજય દાનવ, આવ બાઇ આપણે જોટકાં બાંધી ઘોડો ઘોડ રમિયે. ચાલ—ચાલ ત્યારે.

૮

હણુ હણુ, હણુ

**વિજય,**—હા, બંધુ સંજય લે ત્યારે—

ઝણુ, ઝણુ, ઝણુ
ખણુ, ખણુ, ખણુ,
ધણુ, ધણુ, ધણુ,

**સંજય,**— થબડાક, થબડાક, થબડાક
ફદડાક, ફદડાક, ફદડાક—
આવો રમો૦

**પુરંજય,**—અલ્યા રિપુંજય હોત—આમ આવ ત્યારે આપણે આપણી મીલ બાંધીને બળદ બળદ ખેલિયે, તું તારે મારો બીરૂ.

**રિપુંજય,**—ઠીક ત્યારે, આવી જા.

૯

ધૂંસરી, સૂંસરી,
નાખું નાથૂ નવી નરી.

ડચ, ડચ, ડચ, હાંકું હચ,
ભચ, ભચ, ભચ, ભોકું ભચ,
આરપાર, ન આલે જે વાર,
મુકો પછાડી, બિજા અનાડી !

આવો રમો૦

**વજ્રાસુર**—અરે ! શંખાસુર, જો–જો, એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ, સાત–જો સમળી સાપ લેઇ ગઇ (શંખાસુર અને તેની ટોળી સાત તાળી રમતા દોડાદોડ કરે છે.)

**શંખાસુર**,—થુઇ, થુઇ, નથી અડકયો, નથી અડકયો, બેસી ગયો છઉં–આ અંચાઇ ખાય છે.

૧૦

**વજ્રાસુર**,— બસ, બસ, બસ,
**શંખાસુર**,— ખસ, ખસ, ખસ,

**સંજય અને વિજય** (પોતાની રમત મુકીને દોડી આવીને),—ધસ, ધસ, ધસ.

**રિપુંજય અને પુરંજય** (એજ પ્રમાણે),—ભસ, ભસ, ભસ.

**સર્વે**,—આવો રમો રમત ગમત છુટ સાથ !

**મયદાનવ**,—વત્સા હયગ્રીવ, આવી જા.

૧૦

દાનવજીની ઘોડી, ત્રણ પગે ખોડી,
એક પગ હાલે ચાલે, પતાળમાંથી પાણી કાઢે,

એક પગ આકાશ અજાળે, બીજે પગ પાતાળ પછાડે.
ત્રીજે પગે બ્રહ્માંડ ડોલાવે, ઇંદ્રાસન, બ્રહ્માસન સાહે.

**હયગ્રીવ**,—દાનવ કયાંથી આવ્યા ?
**મયદાનવ**,—શોણિતપુરને ભાવ્યા.
**હયગ્રીવ**,—દાનવ જાશો કહિયાં ?
**મયદાનવ**,—ઇંદ્રાદિક લોકો તહિયાં.
**હયગ્રીવ**,—દાનવ લાવવાના શું ?
**મયદાનવ**,—જ્યાં ત્યાં જે તે દેખું.
**હયગ્રીવ**,—ઘોડી કરે શું કામ ?
**મયદાનવ**,—દેવને દાબે તમામ-
**હયગ્રીવ**,—છટ, છટ, છટ, છટ,
**મયદાનવ**,—અરે ફટ, ફટ, ફટ, ફટ.
**બીજા**,—એતો નટખટ, નટખટ
ખાલી ખોટી ખટપટ.

આવો૦

**મહેતાજી** (દૂરથી ગર્જના કરતા),—કયાં ગયારે મામાઓ ?

૧૧

આ તે શું માંડ્યું તોફાન,
કોઇને ભણવાનું નહિ ભાન.
શાળા કીધી શી વેરાન,
હેવાન, નહિ ધ્યાન; મળે જ્ઞાન શી રીત સાન ?

આ તે શું૦

અરે જય, વિજય, મય, સંજય, રિપુંજય, બેસી જાવ. પોતપોતાની જગાએ અને પાઠ કરવા મંડી જાવ.

**બધાં,**—ઠીક મહારાજ. ( પડા પડી કરતા અને ગડબડાટ વધારતા આમતેમ દોડા દોડ કરે છે અને એક બીજાને અફળાય છે. )

**વજ્રાસુર,**—બોલ શંખલા, એકડે એક.
**શંખાસુર,**—કેમ વજ્જર બહુ, બગડે બેક
**હયગ્રીવ,**—હા, હા તગડે છેક
**મયાસુર,**—ચોગડે ચૂક વિશેક
**રિપુંજય,**—હા, હા–

એક હતો બાવો, ને બીજી હતી બાવી
તેણે લેવા લ્હાવો, ને લાવ્યો નવી બાવી,
એ બગડે બાવી–ભવાઈ ભજાવી.

**પુરંજય,**—અરે એમ નહિ, આમ.

તેમાં તે મળિ તેવી, કે બગડે તગડે તેવી.

**મેહેતાજી,**—બોલો અલ્યા. સિદ્ધો વણો સમાભણાયો.

**શંખાસુર,**—સીધો પણો સામો મણાયો. મહારાજ સીધાની વાત કરો છો કે સીધાની કે ભણવાની. આજ સીધો કેવો ? હવણાં તો મ્હોટી તરાંસ ભરીને દીધો છે ને—

**મેહેતાજી,**—શંખ તે શંખજ રહ્યો.

**શંખાસુર,**—હશે ત્યારે એ તો નહિ આવડે. વીસા બોલું વીસા લ્યો તિયારે.

બગડે મીડે વીસ, મહેતાજી પાડે ચીસ.

**મેહેતાજી,**—ઉભો રહે અડબંગ ! ( આગળ નિશાળિયો ને પાછળ મહેતાજી એટલામાં વિદૂષક બારણેથી ડોકિયું કરતો પ્રવેશ કરે છે. )

**વિદૂષક,**—લાલ. અહિં તાલ ઠીક મચે છે. આપણા પ્રલ્હાદકુમાર અને તેમના આ ચાવળા લાલને અહિં ઠીક ગંમત ઉડશે. અરે મેહેતાજી, મેહેતાજી—અરે કંઇ કોઈ ગરૂ બરૂ મુઆ છે કે નહિ—આ શો માંછીવાડો માંડ્યો છે ?

**મેહેતાજી,**—ચૂપ રહો ચોરટાઓ, છાના મરો. આ કોણ આવ્યું છે તે જોવા તો દો. ( વિદૂષકને જોઇને ) ઓહો બાદશાબ, તમે અહિં ક્યાંથી ? તમારાં કંઇ પગલાં ?

**વિદૂષક,**—અરે, અમારાં પગલાં તો શું પણ અમે તો અહિં ઢગલો થઇને પડવાના છઇએ. મહારાજા હિરણ્ય દૈત્યેન્દ્રના પ્રલ્હાદકુમાર તમારે ત્યાં ભણવા મુકવાના છે. તમે ભણાવશો ના ?

**મેહેતાજી,**—શામાટે નહિ. એવાં અમારાં ભાગ્ય ક્યાંથી ? એકવાર તો શું પણ લાખ હજાર વાર.

**વિદૂષક,**—અને તે આવુંજ ઉમદા ભણતર ભણાવશો ને ? આ શંખ, મંખ, કંક, ટંક, ડંખ, ભંખ, ઝંખ, ભણે છે તેવું ?

**મેહેતાજી,**—અરે એમને વડા નિશાળિયા બનાવીશું વડા ?

વિદૂષક,—અને અમને શું બનાવશો પૂરી કે ભૂતના બાકળા ? ( એટલામાં રાજવાદિત્રો વાજતી સવારી આવે છે. ) લો ત્યારે તમારાં તો ફૂટયાં ! આ નિશાળ ગમણા માટે સવારી આવી !

**નિશાળિયાઓ** (ઉભા થઇને),—

 છુટી બાઇ છોડ દો,
રૂપૈયા ઉછાળ દો,
મેહેતાજીને પાઘડી દો.

**વિદૂષક,**—મેહેતીજીને ઘાઘરી દો.
**નિશાળિયા,**—મેહેતાજીને શાલ દો–
**વિદૂષક,**—લંબી ચોડી ગાળ દો–
**નિશાળિયા,**—છુટી બાઇ છોડ દો–
રૂપૈયા ઉછાળ દો.

**મેહેતાજી,**—અલ્યો આટલો બધો શોર બકોર શો. છાના રહો. એ તો સરકાર વગર કહ્યે આપશે.

વિદૂષક,—મેહેતાજી હાથ મ્હોં ધોઇને બેસજો. મારે તમારે અડધો અડધ હો. ચાલો, બેસો. સ્વારી નગર ફરીને આવશે, તેની સાથે બંદા પણ આવશે. હવે તમારે અને મારે માથા સરસા કાન જડયા. માથું હું અને કાન આ ( કહી ખૂબ ખેંચી ધુણાવી દોડી જાય છે. સર્વે જાય છે. )

## પ્રવેશ ૬ ઠો.

---

**સ્થળ:** રણવાસ સખીઓ સહવર્ત્તમાન રાણી.

**રાણી** ( સચિંત પ્રવેશ કરતાં ),—બળ્યું બ્હેન, કુમાર વિના તો ગમતું નથી. સ્ત્રીઓ કરતાં પુરૂષના હૈડાં કઠિણ તો ખરાં.

**માલતી,**—હા, બાઈ સાહેબ. પણ બાઇને ભણવાની જુઓને ધખ લાગી છે ? કેવા લેવાતા જાય છે.

**રમણી,**—બકુભાઇ તો જાણે હતો તેજ નહિ.

**કુમુદા,**—હજૂ તે કયા મ્હોટા થઇ ગયા છે ?

**કમળા,**—આર્યોની રીત ઉત્તમ છે કે યજ્ઞોપવીત આપ્યા પછી ગુરૂકુળ વાસ.

**માલતી,**—અરે આપણે દાનવોને યજ્ઞોપવીત અને બજ્ઞોપવીત શાં !

**કુમુદા,**—અને તેથીજ પ્રલ્હાદકુમારને આવેલી ઝુંસરી કાંધે પડી.

**રાણી** ( સશોક ),—



કેમરે ગમતું હશે મુજ બાળને, હાય અજાણ્યા સંબંધે ?
કેમ સોહતું હશે લાડિલા લાલને, આવે અટપટે ધંધે ? કેમ૦

ઘડિયે ન અળગો કિધો કદી હઇડેથી મુજ હાર,
ધૂળમાં રતન રોળાતું હશે, કથિરમાં કંચન સાર ! કેમ૦
આંખ દીકી નથી અમ તણી રાતી, રંચે ફરેલ—
તે કયમ સાંખશે ગર્જના મેહેતાજીની વંઠેલ ! કેમ૦
નંદન વનની કુસુમકળી, અમૃત રસથી સિંચેલ
ખરસાંડી, કાંટા, કૌવચ જાળે કેમ નિભશે લળેલ ? કેમ૦

**રમણી,**—બ્હેન, એમ શોક શા માટે કરો છો ? તે આર્યાવર્ત્તના બ્રહ્મચારીઓની માફક દૂર અને દીર્ઘકાળ તો આપણાથી જૂદા થતાજ નથી. આ તો રોજ સાંજે પાછા આપણી પાસે જ રહે છે-અને સાથે વિદૂષક તો છેજ.

**રાણી,**—તો પણ શું ? માતપિતાની કલ્પવૃક્ષ છાયા તો નહિજ.

**કમલા,**—પણ તે માટે કંઇ ભણાવ્યા વિના ચાલે. હજૂ તો ક્યાં લેવાનું !

**કુસુદા,**—પણ કુમારશ્રી ચપળ અને ચતુર તો છે જ.

**માલતી,**—કહે છે કે આપણી દાનવી વિદ્યા તો તે સઘળી શિખી ગયા અને માનવી અને દૈવીના માર્ગ ઉપર સ્વતઃજ હૃદયની ખીલવટથી પ્હોંચી ગયા છે.

**રમણી,**—બ્હેન તમારો કુમાર તો અસાધારણ નિવડશે અને તેને છાયા કેવી ગર્ભમાંજ મળી છે ?

**વિદૂષક**—( પ્રવેશ કરીને કુમાર સહ ),—અમે અને મહારાજ નિશાળે જઇયે છઇયે ? શીખ દો.

પ્રલ્હાદ,—માડી, બા બ્હેન, રજા દે—મને આશિર્વાદ દે.

રાણી—જાવ. બહુજ કુશળ થજો. ( સર્વે જાય છે. પડદો પડે છે. )

---

## પ્રવેશ ૭ મો.

---

સ્થળ: નિશાળ. મેહેતાજી પોતાને આસને બેઠા છે અને નિશાળિયા પોતપોતાને ઠેકાણે બેસી શાંતપણે પોતપોતાના પાઠ તૈયાર કરે છે.

મેહેતાજી ( વિચારમાં );—એ ખરૂં છે કે—

૧૩

સારાં માણુસનાં પૂજાય છે રે, પગલાં સારાં માણુસનાં પૂજાય છે,
આવાં થતાં પગલાં ભૂંડાં કૂડાં જે તે સારાં થઇ વખણાય છે રે.
પગલાં૦
દોષ દાળિદરનાં ડુંગરા ખોદાઇ એથી મોકળાં મેદાન થઇ જાય છે રે!
પગલાં૦
સારાંનો દાખલો લેઇ સૌએ સારાં થાય, એકબીજાથી સરસાય છે રે!
પગલાં૦
આરે કુંવરને પગલે પનો'તે મારી નિશાળ વિશાળ ફેલાય છે રે!
પગલાં૦

બેશક જે દિવસથી કુમાર પ્રલ્હાદ આ નિશાળમાં દાખલ થયા છે તે દિવસથી તેનું ભાગ્ય ફરી ગયું છે. અમારી નિશા-

ળિયાઓમાં પણ સારો સુધારો થયો છે અને બધી ધમાચકડી મટી ગઇ છે ! અહા ! શું શાંતિ અને સૌમ્યતા દીપી રહી છે ! !

૧૪

બગીચો બાળોનો ખીલ્યો,
મઘમઘતાં સુમન ! પરાગ ગુણે સઘન !
બગીચો૦

હ્રદયે હ્રદયે ક્યારે, સરસ સામગ્રી ભરી,
વિદ્યા કળા કેળવણી ઝળકે સુઘડપણુ !
બગીચો૦

સુગંધની ફોર ઊડે ફુવારા ફુરરરફુરે,
ન્હેરો જળે ભરી વહે, શું શીતળ ઉજ્જવળપણ !
બગીચો૦

કીડ ક્યાં, કોહોવાણ ક્યાં, દુર્વાસના દુભાણુરે ક્યાં
પંખીડાં સ્વતંત્ર નિંહાં કિલકિલ ગાયે ગગન !
બગીચો૦

નિશ્ચય હવે અમારા દાનવોનાં બાળો દેવ માનવનાં સંતાનોથી સર્વ પ્રકારની વિદ્યા નીતિમાં ચડિયાતાં થઇ જશે ! ! કુમાર પ્રલ્હાદની શી વિચક્ષણતા છે, શી બુદ્ધિ છે ! વય તો હજૂ કિશોર છે–પણ મારામાં અને આ સૃષ્ટિમાં જે કાંઇ પ્રકાશે છે તે સઘળો તેમને રોમ રોમ પ્રકટી રહ્યો છે.

૧૫

## ગીતિ વૃત્ત.

કેસરિ બાળ કને શું ગજ–કુંભસ્થળ મુક્તાફળ ભરિયાં
એક ઝપાટે ચિરવાં, શિખવાં પડશે ? આપ ખિલે વયમાં ! !

અને કુમારશ્રીની પ્રકાશપરંપરા મારા બીજા શિષ્ય વર્ગ ઉપર પડતી અને ફેલાતી જાય છે. હવે કદાચ મારે યજમાન કાર્યે જવું પડે તો શાળાની ચિંતા રહેવા જેવું નથી. પ્રલ્હાદ મહારાજ સંભાળી લે તેમ છે.

વિદૂષક—(પ્રવેશ કરીને ટોળ કરતાં),–મેહેતાજી આજ શાં દરિયે વહાણ ડૂબ્યાં છે કે તમારા મન સાગરમાં ડહોળાણ ચાલ્યું છે. કંઇ નિમંત્રણ ઝાઝાં બાઝાં આવ્યાં હશે! બધે પ્હોચાય ના એમ હોય તો બંદાને કહો–અમે ક્યાં તમારાથી જૂદા છઇયે. કે કંઇ ઝાઝે ઠેકાણે દક્ષિણા ભૂયસી લેવા જવી છે?

મેહેતાજી,—ના કંઇ નહિ. પણ કુમારશ્રી ક્યાં છે?

વિદૂષક,—એ ઓ આવે! આ પાંગળા અરૂણદેવ તે કંઇ સૂર્યનારાયણથી વેગળા હોય કે?

કુમાર પ્રલ્હાદ–(પ્રવેશ કરીને),–વંદન કરૂં છઉં ગુરૂદેવ! મહારાજ શુક્રનીતિના તો પાઠ પૂરા થયા છે અને હવે બૃહસ્પતિનીતિનો પ્રારંભ કીધો છે. દૈવી અને આસુરી વેદવિદ્યા પણ કંઠગત થઇ છે.

મેહેતાજી,—ધન્ય છે, ધન્ય છે. કુમાર.

વિદૂષક,—અને મેહેતાજી મહારાજ અમને તો કાંઇ પૂછતા જ નથી, અમારી ખબર લેતા નથી હો! અમારે એ નારદનીતિ હવે ભણવી રહી છે. નહિ તો પાકનીતિ અને પીકનીતિ, ખાનનીતિ અને પાનનીતિમાં તો અમારે પૂછવા જવું પડે તેમ નથી. તેમાં વળી ખાઇને સૂઇ જવું અને મારીને નાસી

જવું, અરે એમને એમ બીજાની મારામારી જોઇને બોબાર ગણી જવા એ તો અમારો મંત્ર રોજ પ્રયોગમાં લાવિયે છીએ.

**મેહેતાજી** ( પ્રલ્હાદને ),—કુમાર, આજ મારે કાર્યવશાત્ જવું પડે છે તે શાળાની ક્ષણિક વ્યવસ્થા રાખજો. નિશાળિયાઓ જો જો મહારાજ આજ્ઞા કરે તેમ વર્તજો અને પાઠ કરજો.

**નિશાળિયા**,—સારૂં મહારાજ. ( મેહેતાજી જાય છે. વિદૂષક એક ખૂણામાં જઇને ઉંઘ કાઢે છે. )

**પ્રલ્હાદ**,—ભાઇઓ, સાંભળો. આ જગતની જંજાળ ખોટી છે. અને આ તો વિદ્યા નથી અવિદ્યા છે. આ જન્મ તો કયા પ્રારબ્ધથી રાક્ષસનો આવ્યો છે, અને બીજાં પાપો કરતા જઇશું તો વળી કયાં એ પતન થશે. ખરૂં તો એક હરિનુંજ નામ છે, અને નારાયણનું ભજન છે. માટે આવો લો આ ગાઓ અને કંઇ કરો—

૧૬

જૂઠી જગજંજાળ, હો ભાઇઓ

જૂઠી જગજંજાળ—૦

કાયા માયામાં મન ન મેળવો, જળ પરપોટા આળપંપાળ !

હો ભાઇઓ૦ જૂઠી૦

આ નહિ સાચી સુવિદ્યા અવિદ્યા એ, આ જન્મ ફાંસો ફાંસાળ,

હો ભાઇઓ૦ જૂઠી૦

નામ નિરંજન નિર્ગુણ હરિનું એક ખરૂં અહાકાળ !

હો ભાઇઓ૦ જૂઠી૦

( બધા એકતાન થઈ ગયા છે. વિદૂષક પણ જમણી કુદી તેમાં ભળી જાય છે. )

ધન્ય છે—ધન્ય છે બંધુઓ હવે જ આપણો તરવાનો વારો આવ્યો છે.

૧૧૭

ભજન કરો ભજન ભક્તિભાવે (૨)
રજ ન ડરો, અમૃતિ સિદ્ધિ હાવે ! ભજન૦
નારાયણ નામ લહો નિશદિન
હૃદય રટો, જીવ્હા જપો, થઇ આધીન ! ભજન૦
દ્વંદ સૌ છોડો છંદ મૂકો
એક પરમાત્મ વંધ ઢુંકો ! ભજન૦
નારાયણ, નારાયણ શ્રી હરિ
ભવાર્ણવ તારણ નૌકા હરિ ! ભજન૦

**નિશાળીયા,**—અમે ખરાજ પાવન થયા, અને સત્ય સમજ્યા. હવે અમે રાક્ષસી બંધમાં રહેવાના નથી. આજ્ઞા આપો.

**પ્રહ્લાદ,**—જાઓ ભાઈઓ શુદ્ધ, બુદ્ધ, મુક્ત થઇ પરમપદ પામો !

**વિદૂષક,**—અને હું... ?

( સર્વે ભજન ગાતાં ગાતાં પરિક્રમણ કરે છે. )

## પ્રવેશ ૮ મો.

**સ્થળઃ**—રાજમેહેલ. દૈત્યેન્દ્ર હિરણ્યકશિપુ પ્રવેશ કરે છે.

**હિરણ્યકશિપુ** (સક્રોધ),–આઃ દુષ્ટાતિદુષ્ટ દેવતાવર્ગ હજુ તમે તમારા પ્રપંચોથી વિરામ પામતા નથી, અને આ ક્રૂર કેસરીની બોડમાં હાથ નાંખો છો?

૧૮

દુષ્ટ, દુષ્ટ, દુષ્ટ, નહીં શકો તમે ફાવી
ભલે બાળક શ્રી ભંભેરો તમે ફોસલાવી! દુષ્ટ૦
સિંહ બોડે હાથ ઘાલી, પુચ્છ મુંછ તેની ઝાલી
ખેંચીને ખચીત, નિત્ય શકો શું ઝુલાવી! દુષ્ટ૦
પંજે હૈયા સંચા તોડું, દંતે કંઠ ચાવું મોડું
ઝપાડું સૌ સાથ, હાથ દઉં હું બતાવી! દુષ્ટ૦

[ નેપથ્યમાં. ]

જૂલમ–જૂલમ! મારૂં તો બધુંએ ગયું! જીવનગાજી જતાં, હાય, હાય! જીવે ગયો!!

**પ્રતીહાર** (પ્રવેશ કરીને સકંપ),—મહારાજ કહેતાં જીભ ઉપડતી નથી.—કુ–કુ–પ–પ–પ–

**હિરણ્યકશિપુ**—(સક્રોધ),–શું છે? એ કોનો પોકાર છે? કેમ બોલતો નથી. મને કહેતાં તને શાનો ડર છે?

**પ્રતીહાર**,—મ–મ–મહારાજ કુ–કુ–કુમારશ્રી પ–પ–પ્રલ્હાદ દેવના મે–મે–મેહેતાજી ફરિયાદ કરવા આવ્યા છે.

**હિરણ્યકશિપુ**,—બોલાવ જલદી.

**મેહેતાજી** (પ્રવેશ કરતાં સશોક),—

હું તો જીવતો મુઓ, જુલ્મ શો છે?
હાય, હાય, અન્યાય એવડો વધ્યો છે!
બ્હાર ત્યાંથી જો ધાડ ધડૂકે.
જવું ક્યાં પ્રતિપાળ તડૂકે!
હાય, હાય ફૂટયું મારૂં કપાળ
મારી તૂટી ઊઠી ગઇ નિશાળ!
હવે કોણ કણેક મને દેશે?
વાર પર્વે જમવા કોણ કે'શે!

અરે રે! મારૂં શું થશે? જે કુમારશ્રી ઉપર મેં બધી આશાઓ બાંધી હતી—તેમનાથી જ આ ઘાત થઇ.

**હિરણ્યકશિપુ,**—કેમ મેહેતાજી શું દુઃખ છે? આમ કેમ શોકાતુર છો!

**મેહેતાજી,**—મહારાજ શોકની અને દુઃખની તે શી વાત કહું! કુમારશ્રીએ તો મારી નિશાળ ઉજ્જડ કરી નાંખી! રાક્ષસ બટુઓને ભક્ત બનાવી દીધા, તે છોડી છોડી ચાલ્યા ગયા! હવે મારી શી વલે થશે?

**હિરણ્યકશિપુ,**—જાવ, ફિકર નહિ, ખુશાલ રહો. હું તેનો તાકીદે બંદોબસ્ત કરૂં છઉં!

**મેહેતાજી,**—કલ્યાણમસ્તુ! (તે અને પ્રતીહાર જાય છે.)

**હિરણ્યકશિપુ,**—ત્યારે આખરે મારી ભીતિ ખરી પડી. શત્રુએ મારા અંતરગૃહમાં ગૃહ કીધું છે! હવે હું સમજ્યો.

કુમાર કુંજમાં, ઉદ્યાનમાં, નિર્જન સ્થાનમાં કેમ ભટકતો ફરતો હતો ! દેવીએ પણ તેની કાળજી ન કીધી ? તેની સખીની યોજના પણ નિરર્થક થઇ ? તે કાળજી શાની કરે ? ક્ષેત્ર તેવું જ ફળ હશે ના ! મારૂં તપ અને તેમનું બંધન તેજ મારા શત્રુ થયાં—તેમણે જ છિદ્ર આપ્યું.

૨૦

આહા બિગડયો શો બધો રંગ
લાગ્યો, લાગ્યો શો લજામણો કુસંગ
કોણ હા માગતું મોત આહિં ઘુસશે ઘુમશે નિ:શંક ?
હાય હાય કુમાર તથા હૃદયેશ્વરી દૂષિત કીધાં દઇ ડંખ ! !

પણ ફિકર નહિ. હજૂ કાંઇ મોડું નથી થયું. આજ કારણથી પ્રથમ દર્શને કુમારને સ્પર્શ કરતાં મારૂં હૃદય કંપ્યું હતું, પણ મારો આખર ઠરાવ, પરીક્ષા ઉપર કરવો રાખ્યો હતો. તે પરીક્ષા હવે થઇ. ( સવિતર્ક ) મારો પોતાનો કરીને વિદૂષક ચપલક કુમારશ્રી પાસે મૂક્યો હતો તેણે એ કાંઇ ખબર ના રાખી અને મને ચેતવ્યો નહિ ! ? ઠીક. અરે કોણ છે ?

**પ્રતીહાર** ( પ્રવેશ કરીને ),—આજ્ઞા મહારાજ ?

**હિરણ્યકશિપુ**,—વૃદ્ધ કંચુકીને સત્વર બોલાવો. ( જાય છે. રાજા વિચારમાં ડુબે છે. )

**કંચુકી** ( પ્રવેશ કરીને ),—આજ્ઞા દૈત્યેન્દ્ર !

**હિરણ્યકશિપુ**,—આજથી ચપલક વિદૂષકનું હું મ્હોં જોવા માંગતો નથી. માટે તેનો દરબારગઢમાં હવેથી પ્રવેશ બંધ.

કંચુકી,—જેવી આજ્ઞા. ( જાય છે. )

હિરણ્યકશિપુ,—પણ આ પ્રલ્હાદનો કંઇ ઉપાય કરવો જોઇએ. હજૂ એ બાળક છે ત્યાં સુધી વળશે.

૨૧

તોટક છન્દ.

કુમળું તરૂ ત્યાં સુધિ વાળ્યું વળે,
હજૂ વ્હેળિયું ફૂટતું ઢાળ્યું ઢળે;
પડિ છાપ શકે ન લખાયું જહાં-
હૃદયે શિશુને ત્યમ થાવું અહા !

ત્યારે લાવ, હું તેને બોલાવું, સમજાવું અને સદ્બોધ દઉં. બીજા પ્રમાણે તેના ઉપર બળાત્કાર કરવા મારૂં હૃદય હજૂ કબુલ કરતું નથી. પણ, ના, ના બોલાવીને શું કામ છે. જોઉં છઉં દેવી કાંઈ તેમાં સહાય કરી શકે છે? પછી તો જે બને તે ખરૂં.

( એમ કહી સચિંત પરિક્રમણ કરે છે. )

## પ્રવેશ ૯ મો.

સ્થળ: દરબારગઢનો આગળનો ભાગ.

વિદૂષક ( કકળાટ કરતો પ્રવેશ કરીને ),—હાય, હાય હું તો મુવો છૂટયો ! મારૂં તો ફુટીજ ગયું. હવે આ મારૂં ઊંઝરૂં

કોણુ ભરશે ? ભટાણીએ મને તો નહિ સંઘરે ? ( પરિક્રમણ કરે છે. )

**પ્રધાન** ( પ્રવેશ કરીને ),—કેમ રે ચપલક શું છે ?

**કુંચુકી** ( પ્રવેશ કરીને ઉતાવળો ઉતાવળો ),—પ્રધાનજી, જવાદો—એ એનાં પાપેજ પડચો છે. આમ આમ થયું છે. (પ્રધાનના કાનમાં કહે છે. અને વિદૂષકને હડસેલતો જાય છે.)

**પ્રધાન** ( સચિંત ),—અરેરે ! બહુજ ખોટું થાય છે. પણ શું કરવું ?

૨૨

ભુજંગી છંદ.

નહીં સાંભળે બોધ, ને ક્રોધ લાવે-
ઠરી બેસિને ના વિચારો જણાવે,-
પછી નીતિ કે રીતિની શાની શુદ્ધિ,
વિનાશે ફરી જાય છે છેક બુદ્ધિ.

વિનાશકાળે વિપરીત બુદ્ધિ. ( પરિક્રમણ કરે છે. )

**સેનાપતિ** ( સામેથી આવીને ),—પ્રધાનજી કાંઇ ખબર સાંભળ્યા કે ? બહુજ માઠું થાય છે. ( કાનમાં કહે છે. )

**પ્રધાન** ( સસંભ્રમ ),—સેનાપતિજી આમ એકાંતમાં ચાલો, ભીંતને પણ કાન હોય છે. ( બંને પરિક્રમણ કરતાં કિલ્લાના એક ઉંચા એકાન્ત ભાગ ઉપર ચડીને અવલોકન કરે છે. )

**સેનાપતિ** ( દૂર જોઇને ),—અરે ! પણે અગડમાં આજ શાનો તમાસો છે ? કોઇ અતિથિ આવ્યા છે કે શું ?

**પ્રધાન** ( જોઇને ),—અરે ! શાના અતિથિ. જુઓ જુઓ એ તો કુમાર પ્રલ્હાદ દેખાય છે. ઓ ચારે તરફથી તેમના ઉપર સિંહ છોડે છે ? એ વનરાજ ફાળ ભરતા કુમારશ્રી ઉપર ધસે છે.

**સેનાપતિ** ( સાનંદ ),—હાશ હવે જીવમાં જીવ આવ્યો. અહા ! કેસરીરાજ તો આપણા દૈત્યરાજના ચરણ આગળ લોટે છે. આ પાછા પોતાના પિંજરમાં પેઠા અને તે ખેંચી લીધા પણ આ વળી મસ્ત હાથીઓ ક્યાં દોડે છે.

**પ્રધાન**—( જોઇને ),—અરે ! એ પણ કુમાર ઉપરજ ધાડ. પણ ગજરાજે તો આપણા બાળરાજાને પોતાની સુંઢથી ઉપાડી પોતાને મસ્તકે ચડાવ્યા. તે પણ પાછા ચાલ્યા.

**સેનાપતિ,**—પણ આ પાછા મહાભુજંગમો આમ ફણામાં ફુંફાટા મારતા ઉડે છે. અને વળી આ ચોમેર અગ્નિ શાનો સળગાવ્યો છે.

**પ્રધાન,**—ધન્ય વિધાતા ! આ અગ્નિ પણ તેમને આંચ આપતો નથી. અને સર્પરાજ પણ કંઈ દંશ દેતા નથી, નિર્વિષ થાય છે.

**સેનાપતિ,**—અરે, અરે ! કુમારશ્રીને દૃઢ બંધન કરી વળી ક્યાં લેઇ ચાલ્યા ? ચાલો કંઇ તપાસ કરિયે અને આપણાથી બને તે કરિયે.

**પ્રધાન,**—ચાલો ( બંને પરિક્રમણ કરે છે. એટલામાં ) **એક રાજ પુરૂષ** ( પ્રવેશ કરીને ),—અહો ! ચમત્કાર ! (પ્રધાન અને સેનાપતિને જોઇને ) વંદન કરૂં છઉં મંત્રીશ્વરો !

**બંને**,—શો ચમત્કાર !

**રાજપુરૂષ** ( આસપાસ જોઇ તપાસીને ),—મહારાજ, **સમ્રાધિરાજ** હિરણ્ય દૈત્યેન્દ્રના વિકટ હુકમથી કુમારશ્રી પ્રલ્હાદને એક પર્વતથી ભૈરવ જવ ખવરાવ્યો—પણ ફુલના દડાની માફક ધરતી મૈયાના ખોળામાં હસતા રમતા ઉઠી બેઠા થયા ! !

**બંને**,—પછી, પછી.

**રાજપુરૂષ**,—મહા સમુદ્રમાં જઇને કુમારશ્રીને ફેંકી દીધા પણ તેમના વસ્ત્રો કે કેશાદિ સુદ્ધાંને જળ સ્પર્શ થયો નહિ.

**બંને**,—અરે દેવ !!

**રાજપુરૂષ**,—એટલેથી બસ ન થતાં પાછા તેમને તેલની ઉકળતા કઢામાં નાખ્યા તો.

"નારાયણ, નારાયણ, નારાયણ"

"ભજમન નારાયણ, નારાયણ, નારાયણ"

નું ભજન ગાતા તરવા લાગ્યા. ક્ષમા કરશો, મહારાજ દેવી કયાધુને હું આ વધામણી દેવા જાઉં છઉં ! ( જાય છે. )

( નેપથ્યમાં. )

૨૩

**સ્ત્રગ્ધરા છંદ.**

**સિંહે, નાગે, કરીન્દ્રે નહિ, નહિ, ન જરા બાધિયો શુદ્ધ ભાવે !**
**ના, ના, ના પાવકે ના, નહિ નહિ વરૂણે કૈં સતાવ્યો સ્વભાવે !**
**ઝેરે લાગ્યાં ન પાતો અસિ શર ગિરિના ઘાતકર્તા કામે,**
**લોહ સ્તંભો તપાવો ત્વરિત શિશુ થકી જોઉં કેવું ઠામે ! ! ?**

**( પ્રધાન સેનાપતિ સભય કંપે છે અને જાય છે. )**

## પ્રવેશ ૧૦ મો.

---

**સ્થળ:** રાજ સભામંડપ. સિંહાસનસ્થ ઉગ્ર અને ક્રૂરવેશ અને મુદ્રાથી હિરણ્યકશિપુ અને દીન દૃઢબંધન યુક્ત કુમારશ્રી પ્રલ્હાદ પ્રવેશ કરે છે. લોહ સ્તંભ તાપથી તપતો દેખાવા માંડે છે.

**હિરણ્યકશિપુ** ( સક્રોધ ),—આઃ દુષ્ટ બટુ હજૂ પણ તું તારી હઠ મુકતો નથી કેમ ?

**પ્રલ્હાદ** ( દીન આર્જવ પૂર્વક ),—પિતાજી, એમાં મારી હઠ શી છે ? આપ પણ એ કૃપાળુ ભગવાનનું શરણ ગ્રહણ કરો ! જુઓને મહારાજ.

૨૪

પૂર્ણ મંગળ ભગવાન્, કરૂણામય પૂર્ણ૦
જળથી તાર્યો, પાવકથી ઉગાર્યો, હિંસ્ત્રાદિથી કિધું ત્રાણ !
કરૂણામય પૂર્ણ૦
શસ્ત્ર નડે નહીં, ઝેર અડે નહિં, ઘાત ન પાત ન નિદાન !
કરૂણામય પૂર્ણ૦
દીન કે હીન મલીન ભલે હો ! નીચ ને ઉંચ સૌ સમાન !
કરૂણામય પૂર્ણ૦
જીવન કારણ સુખનાં સાધન જેને જે જેમ તે દે દાન !
કરૂણામય પૂર્ણ૦

**હિરણ્યકશિપુ** ( અધિકાધિક ક્રોધથી ),—બાળકા, તને વારંવાર કહ્યું કે તું મારા પરંપરાગત શત્રુનું સેવન ના કર-!

છતાં તું આજ્ઞા ભંગ કરે છે ? (વિચાર કરીને) એમ છે ? ઠીક ત્યારે, બતાવ તારો તે ભગવાન ક્યાં છે ?

**પ્રહ્લાદ** (સાનંદ),—

૨૫

જ્યાં ત્યાં મ્હારો વ્હાલો હરિ હરિ નિરખું,
હરિ હરિ નિરખું, હૃદય હરિ નિરખું !
જ્યાં ત્યાં૦
સ્થળમાં, જળમાં, અણુ, અણુમાંએ સરખું
બ્રહ્માંડ બ્રહ્માંડે પિંડે તત્ત્વ એ સરખું !
જ્યાં ત્યાં૦
આપણુ જોઇયે ના તોયે જુએ એ
શ્રવણુ વિના કરે શ્રવણુ શું એ હેં !
જ્યાં ત્યાં૦
ચરણુ ન દેખું છતાં ગમન બધે છે
કર નજરે ન ચડે તોયે રક્ષે છે !
જ્યાં ત્યાં૦
અંતર ભક્તિ શ્રદ્ધા ને ઉજાળો
હસતો રમતો વ્હાલો હૃદયે નિહાળો !
જ્યાં ત્યાં૦

**હિરણ્યકશિપુ**,—બોલ ત્યારે પોરટા આ તપેલા લોહ સ્તંભમાં તે છે ? બેટ ત્યારે તેને જોઉં છઉં કે તે તને ત્યાં કેવો મળે છે ?

**પ્રલ્હાદ**—( દ્રઢતાથી ),—હા છેજ મહારાજ. ( ભક્તિ શ્રદ્ધાથી આર્જવ પૂર્વક. )

૨૬

બાંધ્ય પ્રણાની લાજ, પ્રભુ તુંને બાંધ્ય૦
હું છઉં બાળક દીન શક્તિ હીન, અગુણાની તુજને છે દાઝ !
પ્રભૂ૦
હૃદયે વસો તે હરિ સભર સર્વાન્તર કવચ બનોજી શ્રીજી આજ !
પ્રભૂ૦

**હિરણ્યકશિપુ**,—કેમ અલ્યા કંપે છે કેમ, વિલંબ કાં કરે છે? જો આ વજ્ર મુષ્ટિ તારા ભગવાનના આ મન્દિરને શું કરે છે તે?

**પ્રલ્હાદ**,—હાં, હાં, હાં-( પોતે સ્તંભને ભેટવા દોડે છે. હિરણ્યકશિપુ પોતાની મુષ્ટિનો સ્તંભ ઉપર પ્રહાર કરે છે. સ્તંભ ફાટે છે અને વિકરાળ સ્વરૂપથી નૃસિંહભગવાન્ તેમાં પ્રકટ થાય છે અને ઘોર ગર્જના કરે છે. )

**હિરણ્યકશિપુ** ( સોપહાસ ),—અહહ: બધા દેવદાનવનાં કુળ મરી ગયાં તે આ તે પ્રપંચીઓએ ગોઠવેલું રમકડું હવે મને મારશે અને તને બચાવશે ?

( નેપથ્યમાં. )

૨૭

**પૃથ્વી છન્દ.**

શું આ ઘન ગડુગડયા પ્રલયકાળના સામટા !
ધરા ધમ ધમી ધ્રુજી કડડ કષ્ટથી ફાટતાં !

ચડી ચક્ષુ દશા ઝડી પવનની શી આંધી અહા !
પ્રચંડ નર કેસરી પ્રકટ થાય પ્રલ્હાદ આઃ ! ! !

+ + + * +

સટા વિકટ પિંગળા ! દગ ઝરે સ્ફુલિંગો ઘણા !
વિકાસિ મુખ દાખવે દ્વિજ સજિહ્‍વ બીહામણા !
ચતુર્ભુજ અશસ્ત્ર એ પ્રબળ પ્રૌઢ પંજા બધા !
પ્રચંડ નર કેસરી પ્રકટ થાય પ્રલ્હાદ આઃ ! ! !

**પ્રલ્હાદ,**—ધન્ય ભગવાન્! પાવન કીધો.

**હિરણ્યકશિપુ,**—મારા દેખતાં એ તું આ નરપશુને નમન કરે છે! હુંજ તેને ત્યારે શાન્ત કરૂં! ( દૈત્યેન્દ્ર પ્રહાર કરવા જાય છે તેવો જ તેને પંજામાં લેઇ લેઇ, ખોળામાં સુવાડી ચીરી નાંખે છે. પડદો પડે છે. )

---

## પ્રવેશ ૧૧ મો.

---

**સ્થળ:** શોણિતપુર રાજદ્વાર સમીપનું અંતરિક્ષ.

**નારદમુનિ** ( " નારાયણ, નારાયણ, નારાયણ " એ ભજનની ધ્વનિ તથા વાદ્ય સહ પ્રવેશ કરતાં સાલ્હાદ ),—હંત, હવે આ પ્રચંડ નાટકનો ઉપસંહાર થયો છે. જગત્ નિરૂપદ્રવ થયું છે અને યજ્ઞ યજન પાછું ચાલુ થયું છે! બ્રહ્મદેવે તથા મહેન્દ્રે તેમજ સ્વયં કરૂણાબ્ધુ નૃસિંહ ભગવાને આજ્ઞા કીધી કે વત્સ નારદ, જા જઇને કુમાર પ્રલ્હાદનું અને રાણી કયાધુનું

સાન્ત્વન કરી આવ. અને તેમને અભય પદ આપી કુમારશ્રીનો રાજ્યાભિષેક કરી આવ. ( પરિક્રમણ કરીને ) આ રાજદ્વાર સમીપ દેખાય છે. અહા ! મેં યજ્ઞમિત્ર અને દેવમિત્રને દેવાધિદેવના સન્દેશ સાથે આગળ મોકલ્યા છે તે કેટલીક યોજનાઓ તો થઈ ચુકી છે. ( રાજ પ્રાસાદમાં પ્રવેશ કરતાં ) અહા ! આ કુમાર પ્રલ્હાદ અને રાજમાતા પધારે છે. વત્સો આનન્દિત રહો—અભય રહો !

**બંને** ( પ્રવેશ કરીને ),—આપ જેવા ગુરૂના પ્રસાદ છતાં વિના તપ કર્યે શું વરદાન અસાધ્ય છે ?

( નેપથ્યમાં. )

રાજપુરૂષો, સત્વર કરો. મંગળ ઘટિકા સમીપ આવે છે. આ સિંહાસનાદિ અને અભિષેક માંગળિક સુસિદ્ધ છે.

( રાજ્યાભિષેકાદિ મંડપ અને રાજસભા દૃષ્ટિયે પડે છે. પ્રધાન અને સેનાપતિ વગેરે મંડળ પ્રવેશ કરે છે. )

**પ્રધાન**—ભગવાન્ શ્રીમંત માતુશ્રી અને મહારાજ સર્વ સજ્જ છે.

( નારદમુનિ કુમાર પ્રલ્હાદને રાજ્ય સિંહાસને બેસારે છે અને વેદ ધ્વનિ તથા વાદિત્રાદિનાં ઘોષ સાથે અભિષેક માંગલિક થાય છે. )

**અપ્સરાદિક** ( વાદિત્રાદિ સહ ),—

૨૮

મંગળ મંગળ આજ, દીપે સિંહાસને રાજ
આનંદે વિશ્વ સમાજ, જય ઘોષ ગાજે છે.

રૂમ ઝુમ, રૂમ ઝુમ, છુમ છુમ છુમ છુમ
ધિમિ કિટ ધિમિ કિટ મૃદંગાદિ વાજે છે! મંગળ
અભય અભય ભયો, ધર્મનો વિજય થયો
સુર નર, કિન્નર શા હરખંતા રાજે છે! મંગળ૦
અખંડ પ્રતાપ વધો, જય જસ ફેલો બધે
આલ્હાદ પ્રલ્હાદ દેવ વરસંતા છાજે છે! મંગળ૦

**નારદ,**—વત્સ પ્રલ્હાદ અને રાજમાતા હવે તમારૂં શું અધિક પ્રિય કરૂં?

**પ્રલ્હાદ,**—ભગવન્ આથી શું અધિક જોઇએ?

૨૯

ઉપજાતિ છંદ.

છુટી ત્રિલોકી અસુરાંતકોથી
પાખંડ ઉદ્દંડ પ્રપંચ ભોથી!
વર્ષા વિત્યે ચંદ્ર પ્રભા શું ખીલે
ચકોર બાધા શું રહે પછી એ!?

નહિ, નહિ. તથાપિ આટલું ભરત વાક્ય સફળ થાઓ!

૩૦

કલ્યાણ જગત્ વિશ્વ પ્રીતિ ઝરણે
કલ્યાણ સ્વતંત્રતા પ્રસન્ન તરણે
દાનવ માનવ × × એકત્ર પણે
અદ્વૈત અભેદ × નેમુક્ત ×.

**સમાપ્ત.**